# [illegible]હુલ જ્ઞાન

યાને



# જન્નતોની ચાવી.

કે જેની અંદર

નમાજ રોજા, વજુ, ગુસલ, તહારત, નજાસત, નીકાહ

તલાક અને મઇયીતના અહેકામ બીમાર પડે

ત્યાંથી તે ગુજરી જવા સુધી કફન દફન

તથા બીજી કેટલીએક જાણવા જોગ

બીનાઓ સવાલ તથા જવાબની

ઇબારતમાં

બનાવનાર

ગુલામઅલી ઇસમાઇલ.

૧૩૫૮ હીજરી-૧૯૩૯ ઇસવી-૧૯૯૫ વીક્રમાજીત.

મુંબઇ:

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં

બોરા મહમદઅલી દાઉદભાઇએ છાપી છે.

હદીઓ ફક્ત રૂ૦।=

૪૭૧૧

# મીફતાહુલ જીનાન

યાને

# જન્નતોની ચાવી.

કે જેની અંદર

નમાજ રોજા, વજુ, ગુસલ, તહારત, નજાસત, નીકાહ

તલાક અને મઇયીતના અહેકામ બીમાર પડે

ત્યાંથી તે ગુજરી જવા સુધી કફ્ન દફ્ન

તથા બીજી કેટલીએક જાણવા જોગ

બીનાઓ સવાલ તથા જવાબની

ઇબારતમાં

બનાવનાર

**ગુલામઅલી ઇસમાઇલ.**

૧૩૦૮ હીજરી-૧૮૯૧ ઇસવી-૧૯૪૭ વીક્રમાજીત.


મુંબઈ:

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં

**વોરા મહમદઅલી દાઉદખાને છાપી છે.**

મેહફીલે મોહીબાને હુશેનમાંથી મલશે—ડાં૦ ખડક.

હદીઓ ફકત ૩૦૧=

# દીબાચો.

## બીસમીલ્લા હીર્રેહમાનીર્રહીમ

અલ હમદો લીલ્લાહે રબ્બીલ આલમીન વસ્સલાતો વસ્સલામો અલા મોહંમદીન વ આલેહીત તૈયે બીનત તાહેરીનલ માઅસુમીનલ અફ્ઝલીમ વ લાઅનતુલલાહે અલા આઅદાએહી અજમીઈન એલા યવ મીદદીન. પહેલે હંમદ યાને તાઅરીફ કરૂં છું હું એવા ખુદાવનદે કદીર અને રહીમનીકે, તેની જાત તમામ તાઅરીફને લાયકછે; તે એવો ખુદાએકરીમ કે તમામ ખલકત ઉપર એહસાને અઝીમ અને બેસુમાર મેહરબાની કરીને નીસતીની અંદરથી હસતીમાં લાવયો, અને તમામ ખલકત કરતા તે પાકપરવરદીગારે પોતાની હીકમત અને હરતરેહની મસલેહતથી આપણ ઈનસાન ઉપર ઘણીજ બેહીસાબ અને બેશુમાર રેહમત અને મેહરબાની કરીને અશરફુલ મખલુકાતનો દરજજો આપ્યો યાને તમામ ખલકત કરતા ઈનસાનનો મરતબો મોટો કર્યો, અને તે સીવાય બીજા કેટલાએક એહસાનો આપણા ઉપર કર્યા કે અગર ખુદાવનદે કરીમ કરોડો વરસોની ઉમર આપે અને રાત દીવસ શુકર કર્યા કરીયે તોપણ એક એહસાનનો શુકર અદા થઈ શકે નહીં; અને તમામ એહસાનોની અંદરથી એક એહસાનતો એ છે કે આપણને પોતાની હીકમતે કામેલાથી અકલ ઈનાયત ફરમાવી કે જેનાથી તે માઅબુદને ઓળખીયે, અને સારી નરસી બાબતો જેમકે અદલ અને જુલમ નેક અને બદને જાણી શકીયે; અને તે અકલના સબબથી હક અને નાહકમાં તમીજ માલુમ પડે; જેમકે કોઇ શખસ કોઇને વગર કારણે માર મારે તો અકલ કહેશેકે માર માર્યો તે બદ કામ થયું, અને મારનારને કેહશેકે જુલમ કર્યો, અને મારનારને સજા કરનારને કેહશેકે અદલ કર્યો; અને સારી વાત છે કે લોકો સજાના ડરથી એકબીજાના ઉપર જુલમ નહીં કરે, તેમજ કોઈ શખસ કોઈને નસીહત કરે અને આગલો શખસ ગુસ્સે થાય તો અકલ નસીહત કરનારને કેહશેકે હક કહેછે. અને ગુસ્સો કરનારને કેહશેકે નાહક કરેછે. સુબહાનલ્લાહ કેવી ઉમદા ચીજ અકલ છે કે તે અકલ આપનાર ખાલીકનું વાહદાનીયત અને લાશરીકપણું બતાવે છે. ખુદાની તારીફ બાદ સલવાત અને દરૂદેકામીલ બેહદ વ બેશુમાર જનાબે રસુલે મુખતાર મોહંમ્મદ મુસતફા સલ લલલાહો અલએહે વ આલેહી વસલ્લમે અને તે જનાબની આલે અતહર ઉપર પડયા બાદ બંદએ ખાકસાર ઉમેદવારે રેહમતે ગફાર નાચીજ

ખાક સાર ગુલામેઅલી ઈબને ઈસમાઇલ જમીએ મોઅમેનીન વ મોઅમેનાનની ખીદમતે શરીફમાં અરજ કરેછે કે હર ઇનસાનને જરૂરછે કે પહેલે પોતાના પેદા કરનાર પાકપરવરદીગારને અને પએગંમબર તથા ઈમામને ઓળખે, પછી ખુદા અને રસુલના હુકમ પરમાણે ચાલે, અને જયાંસુધી ખુદા અને રસુલના હુકમ પ્રમાણે નહીં ચાલે ત્યાંસુધી આખેરતમાં નજાત થવી મુશકીલછે; અને ખુદાએ જેજે કામ નમાજ રોજા હંજ ખુમસ વીગેરે વાજીબ અને સુન્નત કરેલછે તેનો ખુલાસો બરાબર માલુમ પડે ત્યાંસુધી ખુદા વ રસુલના હુકમ પરમાણે ઈબાદત થઈ શકતી નથી, તો કેટલાક બીરાદરે દીની જેઓની કે હરવખત દીન ઈસલામને વધારવાની કોશીસ છે તેઓએ મુજહેકીર નાચીજ પાસે ખાહીશ કરી કે એક કીતાબ અહેકામે ખુદાના મસાયલની ગુજરાતી જબાનમાં સવાલ અને જવાબની ઇબારતમાં બનાવો કે તે અમો છપાવીને મોઅમીનોને ફએજ પોંચાડીયે; તેથી આ કીતાબ જનાબે હુજ્જતુલ ઇસલામ નાયબે ઇમામ હાકીમે શરા જનાબે શેખ ઝએનુલ આબેદીન સાહેબ કરબલાઈ દામેઝીલહુલઆલીના રીસાલા પરમાણે બરાબર સવાલ અને જવાબની ઇબારતમાં લખીછે. અને વજુ, નમાજ, રોજા, અને ગુસલ અને અહેકામે મઇયીત વીગેરેના તમામ વાજીબ મસાયલ અને ઘણે ભાગે સુન્નત અને સવાબના બયાનો તે સરવે તે જનાબના રીસાલાથી લખેલછે અને થોડીક જગ્યાએ સુન્નત બાબતો અને નીકાહ વીગેરેનું બયાન સહેજસાજ બીજી મોતેબર શીઆહ મજહબની કીતાબોમાંથી લખેલું છે, કેસરવે બાબત સાંકળીયામાં જોવાથી માલુમ પડશે; અને આએ કીતાબનું નામ "**મીફતાહુલ જીનાન**" રાખયુ છે; યાને જન્નતોની ચાવી; ઇનશાઅલ્લાહ આ કીતાબ ઉપર અમલ કરવાથી બેશક જન્નતની ચાવી હાથ આવશે કે કયામતમાં તે ચાવી જોઇને જન્નતના દરવાજા ખુદબખુદ ઉઘડી જાસે. ખુદાવંનદે કરીમ બ હકે મોહમ્મદ વ આલે મોહમ્મદ અલએહે મુસસલામ આ કીતાબને કબુલ ફરમાવે; અને લખનાર, છપાવનાર અને વાંચનાર તથા કોશીસ કરનારનો એહલેબએત અલએહે મુસસલામની સાથે હશર ફરમાવે; ઇલાહી આમીન. અને આએ કીતાબમાં આઠ મીફતાહ અને હરએક મીફતાહમાં કેટલાએક ફસલો કરોછે; તે વાંચવાથી માલુમ પડશે; અને ઉરદુ ન જાણનારને મતલબ સમજવો આસાન થાય તેથી ઘણું કરીને બનતા સુધી સખત શબ્દ અથવા ઇબારત લખી નથી; અગર કોઈ જગ્યા ઉપર ઈબારત બરાબર નહોય અથવા ભુલ હોયતો તાઅન ન કરતા સુધારીને સવાબમાં દાખીલ થવું; અગર કોઇ મસાયલમાં શક આવે તો જનાબના રીસાલા ઝખીરતુલમઆદ અને ઝીનતુલઈબાદની અંદર તપાસ કરવાથી માલુમ પડશે.

**વસ્સલામો અલા મનીત તબેઅલ હોદા.**

## બીસમીલ્લા હીર રહેમા નીર રેહીમ

# કીતાબે મીફ્તા હુલ જીનાનનું સાંકળીયું.

### મીફ્તાહું પહેલી તેની અંદર સાત ફસલ છે. પાનું.


| | |
|---|---|
| ફસલ પહેલી ખુદાવંદે કરીમની વહેદાનીયતનું અને અદાલત વીગેરેનું બયાન | ૧ |
| ફસલ બીજી પૈગંમબર તથા ઇમામોની સીફાતનું બયાન ... | ૪ |
| ફસલ ત્રીજી મોઅમેનીન અને કાફર વીગેરેનું બયાન ... ... | ૬ |
| ફસલ ચોથી ઇલમે દીનનું બયાન ... ... ... ... | ૭ |
| ફસલ પાંચમી તકલીદનું બયાન ... ... ... ... | ૮ |
| ફસલ છઠી બંદગીનું બયાન ... ... ... ... | ૯ |
| ફસલ સાતમી બંદગીની અંદર વાજીબ ચીજોનું બયાન ... | ૧૧ |

### મીફ્તાહું બીજી તેની અંદર દસ ફસલ છે.

| | |
|---|---|
| ફસલ પહેલી તહારતનું બયાન ... ... ... ... | ૧૨ |
| ફસલ બીજી નજીસ ચીજોનું બયાન ... ... ... ... | ૧૩ |
| ફસલ ત્રીજી પેશાબ અને પએખાનાના આદાબનું બયાન ... | ૧૪ |
| ફસલ ચોથી નજીસ ચીજોને પાક કરવાવાળી ચીજોનું તથા પાક કરવાનં તથા કુરનું બયાન. ... ... ... ... ... | ૧૫ |
| ફસલ પાંચમી વજુ અને તેના લગતા મસાએલનું બયાન ... | ૧૮ |
| ફસલ છઠી વજુને તોડવાવાળી ચીજોનું બયાન ... ... | ૨૦ |
| ફસલ સાતમી વાજીબ તથા સુન્નત ગુસલ અને હેજ અને જનાબત વીગેરેને લગતા મસાએલનું બયાન ... ... ... | ૨૧ |
| ફસલ આઠમી ગુસલ કરવાની રીતનું બયાન ... ... ... | ૨૩ |
| ફસલ નવમી ગુસલને લગતા કેટલાએક મસાએલનું બયાન ... | ૨૪ |
| ફસલ દસમી તયમમુમનું બયાન ... ... ... ... | ૨૬ |

### મીફ્તાહું ત્રીજી તેની અંદર આઠ ફસલ છે.

| | |
|---|---|
| ફસલ પહેલી બીમારીનો સવાબ અને બીમારે શું શું કરવું અને બીમારને જોવા જનારાવાળાના સવાબનું બયાન. ... ... | ૨૮ |
| ફસલ બીજી જાન નીકળતી વખતે શું શું કરવું તેનું બયાન ... | ૩૦ |
| ફસલ ત્રીજી મઈયીતને ગુસલ આપવાનો સવાબ તથા ગુસલ આપવાની રીતનું બયાન | ૩૧ |
| ફસલ ચોથી હુંનુત યાને મઇયીતના બદનને કાફુર લગાડવાનું બયાન. | ૩૪ |
| ફસલ પાંચમી મઈયીતને કફન પેરાવવાનુ બયાન ... ... | ૩૪ |
| ફસલ છઠી મઇયીતની નમાજનું બયાન ... ... ... | ૩૬ |
| ફસલ સાતમી મઈયતને દફન કરવાનું બયાન ... ... ... | ૩૭ |
| ફસલ આઠમી મઈયીતની બાદ શું શું કરવું તેનું બયાન ... | ૩૮ |

### મીફ્તાહું ચોથી તેની અંદર ચોવીસ ફસલ છે.

| | |
|---|---|
| ફસલ પહેલી નમાજ પડવાના સવાબ તથા નહીં પડવાના અઝાબનું બયાન | ૪૦ |
| ફસલ બીજી વાજીબ નમાજનું બયાન ... ... ... | ૪૧ |
| ફસલ ત્રીજી નમાજના નામ તથા વખતનું બયાન ... ... | ૪૨ |

ફસલ ચોથી મુકદ્દમાતે નમાજ યાને નમાજ પડવાનો પહેલાં કઈ કઇ ચીજ જોઇએ તેનું બયાન. ... ... ... ૪૩
ફસલ પાંચમી નમાજ પડવાવાળાના કપડાનું બયાન ... ... ૪૫
ફસલ છઠ્ઠી અઝાન અને એકામાહના સવાબનું તથા તેની તરતીબનું બયાન ૭૪
ફસલ સાતમી નમાજની તરતીબનું બયાન ... ... ... ૪૮
ફસલ આઠમી નમાજની અંદર પડવાની ચીજો કેવી રીતે પડવી તેનું બયાન ૫૦
ફસલ નવમી સીજદો કઈ કઇ ચીજ ઉપર થાય તેનું બયાન ... ૫૨
ફસલ દસમી નમાજમાં કઈ કઈ ચીજ અવાજથી પડવી તેનું બયાન. ૫૩
ફસલ અગીઆરમી વાજબાતે નમાજનું બયાન ... ... ૫૪
ફસલ બારમી વાજીબે રૂકની તથા ગએરે રૂકનીના મસાએલનું બયાન ૫૫
ફસલ તેરમી નમાજની ચીજોમાં શક પડે તો શું કરવું તેનું બયાન. ૫૬
ફસલ ચઉદમી સીજદે સહવનું બયાન ... ... ... ૫૮
ફસલ પંદરમી શકીયાતે નમાજનું બયાન ... ... ... ૫૯
ફસલ સોળમી નમાજે એહતીયાતનું બયાન ... ... ... ૬૨
ફસલ સતરમી નમાજને બાતીલ કરવાવાળી ચીજોનું બયાન ... ૬૨
ફસલ અઢારમી નમાજે જમાઅતના સવાબનું તથા પેશ નમાજનીશરતનું બયાન ૬૩
ફસલ ઓગણીસમી મુસાફરની નમાજનું બયાન ... ... ૬૫
ફસલ વીસમી ઇદની નમાજનું બયાન ... ... ... ૬૬
ફસલ એકવીસમી આયાત યાને ચંદ્રગ્રહણ સુરજગ્રહણ વીગેરેની નમાજનું બયાન ૬૭
ફસલ બાવીસમી સુન્નત નમાજનું બયાન ... ... ... ૬૮
ફસલ તેવીસમી નમાજે શબની રીત તથા તેના સવાબનું બયાન ... ૬૯
ફસલ ચોવીસમી નમાજ બાદ તસબીહ પડવાના સવાબનું બયાન ... ૭૦

## કીતાબે પાંચમી તેની અંદર પાંચ ફસલ છે.

ફસલ પહેલી રોજાના સવાબનું બયાન. ... ... ... ૭૧
ફસલ બીજી રોજાની કીસમનું બયાન ... ... ... ૭૨
ફસલ ત્રીજી રોજાને લગતા મસાએલનું બયાન ... ... ૭૨
ફસલ ચોથી રોજાને તોડવાવાળી ચીજોનું તથા કેટલા એક મસાએલનું બયાન ૭૪
ફસલ પાંચમી મુસાફરીમાં રોજા રાખવાનું તથા ફીતરા વીગેરેનું બયાન. ૭૫

## કીતાબે છઠી તેની અંદર ત્રણ ફસલ છે.

ફસલ પહેલી હજ કરવાના સવાબનું તથા ન કરવાના અઝાબનું બયાન. ૭૬
ફસલ બીજી હજરત ઇમામ હુસેન અલેહીસ સલામની જીઆરતના સવાબનું બયાન ૭૯
ફસલ ત્રીજી ખુમસ અને જકાતનું બયાન ... ... ... ૮૦

## કીતાબે સાતમી તેની અંદર બે ફસલ છે.

ફસલ પહેલી નીકાહનો સવાબ તથા તેને લગતા મસાએલનું બયાન. ૮૧
ફસલ બીજી તલાકના મસાએલનું બયાન ... ... ... ૮૩

## કીતાબે આઠમી તેની અંદર બે ફસલ છે.

ફસલ પહેલી જુદા જુદા જાણવા જોગ મસાએલનું બયાન ... ૮૪
ફસલ બીજી કારેખએરનું બયાન ... ... ... ... ૮૫

# સેહેતનામું.

**વાંચનાર મોઅમીને નીચે મુજબ સહીહ કરીને પછી અમલ કરવો.**

| પાનું. | લીટી. | ગલત. | સહીહ. |
|---|---|---|---|
| ૨ | ૨૮ | તે | તેણે |
| ૪ | ૧૧ | ઇમામ | ઇમામ એ સરવે |
| ૫ | ૨૭ | હેવાનોના | હેવાનોની |
| ૭ | ૧૧ | બનાવો | બતાવો |
| ,, | ૧૪ | આપણુ | આપણા |
| ,, | ૨૧ | સીખવાના | સીખવવાના |
| ૮ | ૭ | સીખવામાં | સીખવવામાં |
| ૯ | ૧૬ | ખુમસો | ખુનસો |
| ૧૦ | ૨૩ | મુસબતોમાં | મુસીબતોમાં |
| ૧૪ | ૨૫ | નીકળવની | નીકળવાની |
| ૨૭ | ૩ | નાકનામુખ | નાકનામુળ |
| ૩૦ | ૩ | સાવાય | સીવાય |
| ,, | ૨૬ | વસસીફત | વસસાફાત |
| ૩૬ | ૨૧ | વઅશાહદો અનૈં | વઅશાહદો અન્ના |
| ૪૦ | ૨૭ | કબલ | કબુલ |
| ૪૪ | ૫ | છુપાવવા | છુપાવવી |
| ૪૫ | ૧૦ | નીફાસુએહતીઆતન | નીફાસનું, ઇસતેહાજાનું, અને એહતીઆતન ત્રણે ગુસલ દેવાની પહેલા મઇયીતનું |
| ,, | ૧૬ | કાપડનું | કપડાનું |
| ૪૮ | ૪ | અશાહદોઅનૈં | અશાહદોઅન્ના |
| ,, | ૫ | અશાહદોઅનૈં | અશાહદોઅન્ના |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૨ | સુબહાનઅલ્લાહ | સુબહાનલ્લાહ |
| ૫૦ | ૯ | રહેમા | રહેંમા |
| ,, | ૧૩ | ગયરીલ | ગૈંયરીલ |
| ,, | ૨૦ | સુબહાનરબ્બેયલ | સુબહાનારબ્બેયલ |
| ,, | ૨૩ | ,, | ,, |
| ૫૨ | ૧ | ગોઠણ પહોંચે | ગોઠણ સુધી પહોંચે |
| ૫૪ | ૩ | કેવી અને પડવી | કેવી પડવી |
| ૬૩ | ૯ | જાણીને અથવા | જાણીને અને |
| ૬૪ | ૧૦ | સદકો કરતા | સદકો કરવા કરતાં |
| ,, | ૧૨ | આજાદ કરતા | આજાદ કરવા કરતાં |
| ,, | ૧૭ | બાલીક | બાલીગં |
| ૭૫ | ૮ | સફલ | ફસલ |
| ૮૧ | ૨૧ | આપવા | આપવી |



# આ કીતાબના પહેલેથી ઘરાક થનાર સાહેબોના નામ મુબારક.

## ભાવનગર.

| | નકલ. | | નકલ. |
|---|---|---|---|
| શેઠ મહમદઅલી અબદુલઅલી | | શેઠ જમાલભાઈ કરીમભાઈ ... | ૧ |
| (દીવાની ન્યાયાધીશ) ... | ૫ | ,, ગુલામહુશેન વલીભાઈ ... | ૧ |
| ,, ઈસમાઇલ રહીમભાઈ ... | ૫ | ,, શીરમહમદ વલીભાઇ ... | ૧ |
| ,, હાજી નુરમહમદ મેઘજીભાઇ | ૨ | ,, બંદે ખુંદા ... ... | ૧ |
| ,, નુરમહમદ વીરજીભાઇ ... | ૨ | ,, મુસાભાઇ બોઘાભાઈ ... | ૧ |
| ,, દાઉભાઈ શરીફભાઇ (જુના | | ,, પીરભાઇ શાદીભાઇ ... | ૧ |
| દફતર ખાતાના ઉપરી) ... | ૧ | ,, ભાવનગર મહફીલેહુસેની ... | ૧ |
| ,, બાબુલભાઈ વજીરભાઈ ... | ૧ | ,, જમાલભાઈ નથુભાઈ ... | ૧ |
| ,, શામજીભાઇ મનજીભાઈ ... | ૧ | ,, પીરભાઇ મહમદ ... | ૧ |
| ,, હાજી રેમતલાભાઈ જાનમહમદ | ૧ | ,, અબદરરહેમાન જમાલભાઈ | ૧ |
| ,, વલીભાઈ અલીભાઈ ... | ૧ | ,, બંદે ખુંદા ... ... | ૧ |
| ,, હાફીજઅલી જીવાભાઈ ... | ૧ | ,, નજરઅલી કરીમભાઈ ... | ૧ |
| ,, અબદલાભાઇ કાશમભાઇ... | ૧ | ,, જાફરભાઈ નથુભાઈ ... | ૧ |
| ,, નુરમહમદ ખીમજીભાઈ ... | ૧ | ,, ઝવેરભાઈ કેશવજીભાઇ | |
| ,, સલેમાન કરીમભાઇ ... | ૧ | (વડોદવાલા.) ... ... | ૧ |
| ,, નુરમહમદ કાશમભાઇ ... | ૧ | ,, ભાવનગર મહફીલે પંજેતની | ૧ |
| ,, જાફરભાઈ કાશમભાઈ ... | ૧ | ,, અબદુલકરીમ જીવાભાઇ... | ૧ |
| ,, અબદલાભાઈ ચાંદુભાઈ ... | ૧ | | |

---

## મુંબઈ.

| | નકલ. | | નકલ. |
|---|---|---|---|
| મેહેફીલે મોહીબાને હુસૈન બડક | ૧૦૧ | ઈશાભાઇ અલારખીઆ વેલી ... | ૫ |
| નેણશી ખેરાજ ... ... | ૧૦ | હાજી ઈશાભાઈ ફાજલ ... | ૫ |
| હાજી રેહમતલાભાઈ જીવરાજ ... | ૫ | મુંરજી અલારખેઆ ... | ૫ |
| ભીમજી અલારખેઆ ... | ૫ | મુખતાર ફેજલા ... ... | ૫ |

| | નકલ. | | નકલ. |
|---|---|---|---|
| ફાજલભાઇ કરીમભાઇ ઇભરામ | ૫ | શલેમાન મેગજી | ૧ |
| મામદભાઇ કરીમભાઈ ઈભરામ | ૫ | શવજી લાલજી | ૧ |
| હાજીશાજન લાલજી જેઠા | ૫ | અલારખીઆ પારપેઆ | ૧ |
| મામદનાશર દોશાણી | ૪ | શલેમાન બધાલી | ૧ |
| વલીમામદ ચાંદુ ભાવનગરી | ૪ | લુંતફલી કરમાલી | ૧ |
| વીરજી જીવા | ૪ | જાફર શાલેમામદ | ૧ |
| જાફરમામદ રહીમ | ૪ | જાફર ગુલામહુશેન | ૧ |
| મામદ જુમા | ૪ | ગુલામહુશેન ઉમરશી | ૧ |
| કાસમ અલારખેઆ | ૪ | મામદ ફકીરાણી | ૧ |
| જીવરાજ મીઠાઉનવાલા | ૩ | લાલજીભાઇ હેમાણી | ૧ |
| ફાજલ મેરાલી ચીનાઈ | ૨ | ઇશમાલ મામદ | ૧ |
| અલારખીઆ દેવશી | ૨ | મામદજાફર ઈશા | ૧ |
| જુશબ ગુલામહુશેન | ૨ | કરીમમેરાલી ભારમલ ભીમા | ૧ |
| કાશમ શેજી | ૨ | કાશમભાઈ અલારખઆ | ૧ |
| ફાજલ અલારખીઆ | ૨ | હાજી રવજી | ૧ |
| ઇભરામ મામદ ચીનાઈ | ૨ | લધા દેવજી | ૧ |
| શલેમાન મીઠા | ૨ | ફાજલ દેવજી | ૧ |
| ધરમશી મામદ | ૧ | ગુલમામદ ખેતશી | ૧ |
| જાનમામદ શાલેમામદ | ૧ | અલીમામદ પારપીઆ | ૧ |
| હીરજીભાઇ અલારખીઆ | ૧ | હુશેન મુંરજી | ૧ |
| અલીભાઈ ખટાઉ | ૧ | વલીમામદ ગુલામહુશેન | ૧ |
| જાફર ગુલામહુશેન | ૧ | ગુલામહુશેન ધનજી | ૧ |
| કાસમ અલીભાઈ | ૧ | ઇશમાલ કાશમ | ૧ |
| રજબઅલી અલીભાઈ | ૧ | અલારખીઆ કાશમ | ૧ |
| અબદલા ખીમજી | ૧ | દાઉદભાઇ જાનમામદ | ૧ |
| પીરમામદ ઈભરામ | ૧ | દાઉદભાઇ લધા | ૧ |
| આમદ જમાલ | ૧ | અબદલા જુશબ | ૧ |
| લધા વીશરામ | ૧ | ઈશમાલ ખીમજી | ૧ |
| અલીભાઈ બાબુંલ | ૧ | જીવણ અમરશી | ૧ |
| ઈશા શેમજી | ૧ | ફાજલ મુળજી | ૧ |
| હાસમ શાલેમાન | ૧ | વલી જેરાજ | ૧ |
| શરીફ શલેમાન | ૧ | | |

## મહુવા.

| | નકલ. | | નકલ. |
|---|---|---|---|
| શેઠ કાનજીભાઇ જેઠાભાઈ ... | ૨૫ | ,, નાનજીભાઇ પીરભાઇ ... | ૧ |
| ,, વીરજીભાઈ કરીમભાઇ ... | ૫ | ,, તારમામદ મીઠાભાઇ ... | ૧ |
| ,, કરીમાલીભાઇ કાસમભાઈ... | ૫ | ,, કબાભાઈ મુળાભાઈ ... | ૧ |
| ,, જીવરાજભાઇ ખીમજીભાઇ | ૫ | ,, મામદભાઈ રાજનભાઇ ... | ૧ |
| ,, નુરમહમદ વજીરભાઇ ... | ૫ | ,, અબદલઅલી જેઠાભાઇ ... | ૧ |
| ,, ગુલામહુસેન કાસમભાઇ ... | ૫ | ,, નજરઅલી દેવજીભાઇ ... | ૧ |
| ,, કુરજીભાઇ રાજનભાઇ ... | ૫ | ,, હસનઅલી કુરજીભાઇ ... | ૧ |
| ,, શામજીભાઇ ભીમજીભાઈ... | ૫ | ,, વલીભાઈ ખીમજીભાઈ ... | ૧ |
| ,, વીરજીભાઇ જીવાભાઇ ... | ૫ | ,, ગુલામહુસેન જીવરાજ ... | ૧ |
| ,, સય્યદ હાસમમીયાં અલીમીયાં | ૫ | ,, મામદભાઇ સલેમાન ... | ૧ |
| ,, નાનજીભાઈ નથુભાઈ ... | ૪ | ,, નજરઅલી ધનજીભાઈ ... | ૧ |
| ,, હસનઅલી સલેમાન ... | ૪ | ,, અલીભાઇ મનજીભાઇ ... | ૧ |
| ,, સલેમાન મામદભાઇ ... | ૪ | ,, કાળાભાઈ વીરજીભાઇ ... | ૧ |
| ,, લાલાભાઇ ઈભરામ ... | ૨ | ,, નજરઅલી કાનજીભાઇ ... | ૧ |
| ,, ઇભરામ હાસમભાઇ ... | ૨ | ,, હશનઅલી મનજીભાઈ ... | ૧ |
| ,, રતનશી પીરભાઈ ... | ૨ | ,, મામદભાઈ જેઠાભાઈ ... | ૧ |
| ,, સલેમાન અબદુલઅલી ... | ૨ | ,, નથુભાઈ પ્રેમજી (કરબલાઇ) | ૧ |
| ,, રેમતલા મોટાભાઈ ... | ૧ | ,, ઈભરામ જીવાભાઇ ... | ૧ |
| ,, શીદીભાઇ હાશમભાઇ ... | ૧ | ,, કરમાલી વસતાભાઈ ... | ૧ |
| ,, વીરજીભાઈ મનજીભાઈ ... | ૧ | ,, ફાજલભાઇ ભાણજીભાઇ ... | ૧ |
| ,, વલીમામદ કાનજીભાઇ ... | ૧ | ,, સલેમાન મીઠાભાઈ ... | ૧ |
| ,, અબદલઅલી વાલજીભાઇ... | ૧ | ,, અલાદીન માહમેદ ... | ૧ |
| ,, રેમતલાભાઇ જીવરાજભાઇ | ૧ | ,, કરમાલીભાઇ કાસમ માવા | ૧ |
| ,, નુરમહમદ રહીમભાઇ ... | ૧ | ,, ધરમશી ગુલામહુસેન ... | ૧ |
| ,, લાલજીભાઇ મનજીભાઇ... | ૧ | ,, ગુલામહુસેન ઇસમાઈલ ... | ૧ |
| ,, આણંદભાઈ સલેમાન ... | ૧ | ,, કરમાલી આણંદભાઇ ... | ૧ |
| ,, પીરભાઈ મીઠાભાઇ ... | ૧ | ,, નાનજીભાઇ ઇભરામ ... | ૧ |
| ,, રેમતલાભાઇ વાલજીભાઇ... | ૧ | ,, હસનઅલી પદમશી ... | ૧ |
| ,, શીદીભાઈ રવજીભાઈ ... | ૧ | ,, નુરમહમદ જેઠાભાઇ ... | ૧ |
| ,, મનજીભાઈ વાલજીભાઈ ... | ૧ | ,, હસનઅલી સુમારભાઈ ... | ૧ |
| ,, હસનભાઈ અલીભાઇ ... | ૧ | ,, નુરમહમદ પુંજાભાઈ ... | ૧ |
| ,, સલેમાન કુરજીભાઈ ... | ૧ | | |

## અમદાવાદ.

| | નકલ. | | નકલ. |
|---|---|---|---|
| શેઠ અલીભાઇ પ્રેમજીભાઈ ... | ૧૦ | શેઠ હસનઅલી મેઘજીભાઈ ... | ૫ |

## ધોલેરા.

| | | | |
|---|---|---|---|
| શેઠ છગનભાઈ તલકશીભાઈ ... | ૧૦ | શેઠ તારમામદ મોતીભાઈ ... | ૧ |

## કરાંચી.

શેઠ નુરમહમ લાલનભાઈ ... ૨

## વઢવાણ કાંપ.

| | | | |
|---|---|---|---|
| શેઠ રહીમભાઇ નીમજીભાઇ ... | ૨ | શેઠ મનજીભાઇ કલુભાઇ ... | ૧ |
| ,, નુરમહમદ વેલશીભાઇ ... | ૧ | ,, લવજીભાઈ પુંજાભાઇ ... | ૧ |

## કુકડ.

| | | | |
|---|---|---|---|
| શેઠ નજરઅલી ખીમજીભાઈ (કુકડના સરકારી મુખી) ... | ૧ | શેઠ મામદભાઈ કલ્યાણભાઈ ... | ૧ |
| ,, ભીમજીભાઇ મુલજીભાઈ... | ૧ | ,, અલીભાઇ ગાંગજી ... | ૧ |
| ,, રૂપજીભાઈ કાનજીભાઈ ... | ૧ | ,, જીવનભાઈ ભીમજીભાઈ ... | ૧ |

## ચમારડી.

| | | | |
|---|---|---|---|
| શેઠ નુરમહમદ કાશમભાઇ ... | ૧ | શેઠ નજરઅલી સંગજીભાઈ ... | ૧ |
| ,, છગનભાઇ મામદભાઇ ... | ૧ | ,, નીમજીભાઈ દેવજીભાઇ ... | ૧ |
| ,, ખીમજીભાઈ જીવરાજભાઇ ... | ૧ | ,, નાનજીભાઇ આણંદજી ... | ૧ |

૪૭૧૧

બીસમીલ્લા હીરરહેમાની રરહીમ.

# મીફતા હુલ જીનાન.

મીફતાહું પેહેલી તેની અંદર સાત ફસલ છે.

## ફસલ પહેલી ખુદા વંનેદ કરીમની વાહેદાનીયત એને અદાલત વીગેરેનું બયાન.

સ.—આપણને કોઈ પેદા કરનાર છે કે નહીં?

જ.—આપણને પેદા કરનાર ખુદા છે.

સ.—તમામ દુનીઆને પેદા કરનાર એક ખુદા છે કે તેથી વધારે છે?

જ.—તમામ દુનીઆ અને તેની અંદરની તમામ ચીજનો પેદા કરનાર એકજ ખુદા છે.

સ.—કેમ ખબર પડે કે ખુદા છે?

જ.—જુઓ કે દુનીઆમાં કોઇ પણ ચીજ કોઇ બનાવવા વાલા સિવાય બનતી નથી, જેમ કે એક કલમ તે પણ પોતાની મેલે બનતી નથી, તો અવડી મોટી ખલકત જમીન આસમાન વીગેરે તે કોઈ બનાવવા વાલા સીવાય કેમ બને? તો સાબીત થયું કે આ ખલકતને બનાવનાર ખુદા છે, અને તે એક છે.

સ.—ખુદા એક છે તેની શું સાબીતી છે?

જ.—જાણવું જોઇએ કે ખુદા કોઇનો કોઇ ચીજમાં મોહતાજ યાને ઓશીયાલો ન હોવો જોઇએ, અગર બીજાનો

મોહતાજ હોય તો ખુંદા નહીં કેમકે તમામ દુનીઆમાં અગર બંન્ને કોઇ ખુદા હોય તો એક બીજાના મોહતાજ ગણાય, કેમ કે બે સીવાય ચાલતું નહીં હોય, અગર એકથી ચાલે તો બીજો નકામો ગણાય, સાબીત થયું કે ખુંદા કોઇનો મોહતાજ નથી તેથી તે ખુદા એકજ છે.

સ.—ખુંદા જોવામાં આવે કે નહીં?

જ.—ખુદા કાંઇ એવી ચીજ નથી કે જોવામાં આવી શકે અને તે ખુંદા વનદે કરીમની ખલકતમાં એવી એવી લતીફ ચીજો મોજુદ છે કે જોવામાં આવતી નથી, અને તેના ઇકરાર તમામ ખલકત કરે છે; જેમ કે હવા કે તે કોઇના પણ જોવામાંઆવતી નથી, અને તેને કોઇ જોઇ શકતું નથી, અને હવા એટલું જોર રાખે છે કે હજારો માણસથી જે કામ થાય નહીં તે કામ કરે છે; જેમ કે મોટા મોટા ઝાડ અને મોટી મોટી ઇમારતો ને જડ મુલથી ઉખેડીને ફેંકી આપે છે; અને તે હવા ખાતી અથવા પીતી હોય અથવા સુતી હોય વીગેરે કોઇ પણ કહેતું નથી; અને તે જોવામાં આવતી નથી, તે તેના લતીફ અને નાજુક પણાનો સબબ છે તો તે હવાનો પેદા કરનાર કેમ દેખાઇ શકે આ વજુદ એકે તે કોઇ ચીજ નથી કે આપણે જોઇ શકીએ.

સ.—ખુંદાને મોત છે કે નહીં?

જ. ખુંદાને મોત હોયજ નહીં કારણ કે જે મરે તે જીંદગીનો મોહતાજ કહેવાય; અને તેજ પ્રમાણે ખાવું, પીવું, ઓરત કરવી વીગેરે તમામ ચીજો આપણને જરૂર છે; અને આપણને તેના સીવાય ચાલતું નથી; તે તમામ ચીજોથી ખુદા પાક અને દુર છે, કે તેની તેને જરૂર નથી.

સ.—ખુંદા આદીલ છે કે નહીં?

જ.—ખુદા આદીલ છે; અને જુલમ કરનાર ઉપર કુરાને શરીફમા લાનત ફરમાવી છે. અને તે જાલીમ લોકો માટે મોટા મોટા સખત અજાબનો વાયદો ફરમાવ્યો

છે, અને ખુંદા આદીલ તે છે અને રહીમ પણ છે. કેમકે તે ફકત અદલ કરે તો કોઈ પણ બક્ષાઈ જાવુ મુશકીલ છે, આ દુનીઆમાં જુઓ કે આપણે કેવા કેવા ગુનાહના કામ કરીએ છીએ, અને કેવી સજાને લાયક છઇએ, તે છતાં તે રહીમ પોતાની મેહેરબાનીથી આપણને રોજી આપે છે, અને બલાઓથી બચાવે છે, વીગેરે કરોડો મહેરબાની કરે છે; તો તે ખુંદા કેવી રીતે જાલીમ કહેવાય.

સ.—રોજી આપવી, પેદા કરવું, મારવું, ગની કરવુ, ફકીર કરવું, સારા નરસા કામ કરાવવા તે સરવે ખુંદાના અખતીયારમાં છે કે નહીં અને તેજ કરે છે કે નહીં?

જ.—તમામ કામ ખુંદાના અખતીયારમાં છે; પણ સારા નરસા કામ કરવા તે ખુંદાએ ઇનસાનના અખતીયારમાં સોંપ્યા છે, અને તમામ હુકમ બતાવી આપ્યો છે કે ફલાણું કામ કરશો તો દોજખમાં જશો; ખબરદાર કરશો નહીં, અને ફલાણું કામ કરશો તો જનતમાં જાશો માટે જરૂર કરજો, આવા આવા દરજા આપીશ; વીગેરે ઘણીજ સારી રીતે સમજાવી સમજાવીને બયાન કરૂ છે; તે સરવે કુરાને શરીફમાં છે; અને હજારો પેગંમબરોને હીદાયત અને સારા નરસા કામ બતાવવા મોકલા; તે શીવાય ખુંદાએ હર ઇનસાનને અંકલ આપી છે કે તે હરહાલમાં નેકીનું કામ બતાવે છે, અને બુરાઇથી મના કરે છે; જેમ કોઈ શખસ પાસે કોઈ પણ માંગવા આવે તો અંકલ હુકમ કરે છે કે આપકે ઘણો સવાબ છે, તેમજ અગર કોઈ શખસ હરામ કામ કરવા જાય તો અંકલ મના કરે છે કે ગુનાહનું કામ છે માટે નહીં જા, પછી ઇનસાન કરે ન કરે તે તો તેની ખુશી, પણ અંકલ હર હર હાલમાં સારા કામ કરવાનું કહે છે; અને ખરાબ કામથી મના કરે છે.

## ફસલ બીજી પૈગંમબર તથા ઇમામોની સીફાત વીગેરેનું બયાન.

સ.—ખુદાએ આપણને શા માટે પેદા કર્યા છે?

જ.—તેની મારેફત અને ઓળખાણ અને તેના ખાસ બંદાઓ પર ખુદાની મોહબત અને પોતાની ઇબાદતને માટે પેદા કર્યા છે.

સ.—તેના ખાસ બંદા કોણ છે?

જ.—તેના ખાસ બંદા ચઉદ (૧૪) માસુમ છે. તેની અંદર આપણા પેગંમબર હજરત મોહમ્મદ મુસતફા સલ લલલાહો અલયેહે વ આલેહી વ સલ્લમ અને જનાબે ફાતેમા અલયેહસ્સલામ તથા બાર ઇમામ તમામ દુની-આના સરદાર છે.

સ.—તે બાર ઈમામના નામ બતાવો?

જ.—તે બાર ઈમામના નામ મુબારક નીચે મુજબ છે.

પહેલા ઈમામ હંજરત અલી અલેહીસ સલામ.

બીજા ઇમામ હંજરત હસન અલેહીસ સલામ.

ત્રીજા ઈમામ હંજરત હુસેન અલેહીસ સલામ.

ચોથા ઇમામ હંજરત ઝએનુલ આબેદીન અલેહીસ સલામ.

પાંચમા ઈમામ હંજરત મોહમ્મદ બાકર અલેહીસસલામ

છઠા ઈમામ હંજરત જાઅફર સાદેક અલેહીસસલામ

સાતમા ઈમામ હંજરત મુસ એકાજીમ અલેહીસસલામ

આઠમા ઈમામ હંજરતઅલી રજા અલેહીસસલામ.

નવમા ઈમામ હંજરત મોહમ્મદ તકી અલેહીસસલામ.

દસમા ઇમામ હંજરત અલીયુન નકી અલેહીસસલામ

અગીયારમા ઈમામ હંજરત હસન અસકરી અલેહીસ સલામ

બારમા ઈમામ હજરત મેંહદી સાહેબુજજમાન અલે-હીસ્સલામ

સ.—બાર ઈમામમાંથી હાલ જીનદા કેટલા ઈમામ છે?

જ.—ફકત બારમા ઈમામ જીનદા છે; અને અગીઆર ઈમામોને જાલીમ લોકોએ એકના બાદ એક કોઈને ઝેર ખવરાવીને કોઈને તલવારથી શહીદ કરયાં છે, અને બારમા ઈમામ ખુંદાની મસલેહત અને તેના હુકમથી આપણી નજરોથી ગઈબ છે. તેઓના કદમની બરકતથી આ જમાનામાં ખલકત ઉપર ખુંદાની રહેમત અને બરકત નાજીલ થયા કરે છે, અને જે વખતે ખુંદાના હુકમ થાશે તે વખતે બારમાં ઈમામ જાહેર થઈને તમામ દુનીઆમાં એક દીન શીઆં ઈશના અશારી કરશે, અને બારમા ઈમામ હજારો વરસ સુધી રાજ કરશે; ત્યાર બાદ કયામત થાશે.

સ.—આએ દુનીઆમાં ખુંદાએ કેટલા પૈગંમબર મોકલ્યા છે?

જ.—કેટલી એક રીવાયતથી એમ સાબીત થાય છે કે ખુંદાએ એક લાખને ચોવીસ હજાર પૈગંમબર મોકલ્યા છે.

સ.—પૈગંમબર તથા ઈમામોની અંદર કઈ કઈ સીફતુ જોઈએ?

જ.—પૈગંમબર અથવા ઈમામ કોઈપણ ગુનાહ જાણીને અથવા ભુલથી કરે નહીં, અને તેઓના મા બાપ દાદા કાફર ન હોએ, અને તેઓ મોઅંજીજા બતાવે, જે ચીજ કહીએ તે ખુંદા પાસે દોઆં માંગીને કરી આપે, કોઈ કામથી આંજીજ થાય નહીં, અગર મુડદાને કહીં એતો જીનદા કરી આપે, અને તમામ હેવાન જંગલી અથવા ગામના ઉડતા અથવા ચાલતા તેઓની તાબેદારી કરે, અને તેઓ સરવે હેવાનોના બોલી સમજે, અને જવાબ આપે અને લોકોના દીલની વાત સમજે, શું શું કરયું તે પણ જાણે, તેઓનો પડછાયો પડે નહીં, અને ખતના

કરેલા પાક પાકી જો પેદા થાય, અને પેદા થાય કે તરત બોલે, અને હીકમત, અદાલત, શુજાઅત, ઈફ્ફત, સખાવત વીગેરે તમામ ઉમદા ઉમદા સીફતો તેઓની અંદર હોય, અને તમામ બદસીફત અને ગુનાહના કામથી પાક હોય.

સ.—એહલબેત તે કોણ?

જ.—રસુલે ખુંદા, અને ફાતેમાં જેહરા, અને બાર ઈમામ એહલેબેત છે.

સ.—શું એહલે બેતની મોહબત વાજીબ છે?

જ.—હા એહલે બેતની મોહબત ફરજ અને વાજીબ છે અને તેઓની મોહબત શીવાય ઈબાદત હરામ છે; અગર કોઈ શખસની હજારો વરસના ઉમર હોય અને તમામ ઉમર નમાજ અને રોજા વીગેરે ઈબાદત કરે, અને રાહે ખુંદામાં શહીદ થઈને પોતાના લોહામાં તડપી તડપીને ગુજરી જાય, અગર એહલે બેતની મોહબત ન રાખતો હોય તો ખુંદા તેના કોઈ ઈબાદત કબુલ નહીં કરે, અને તેને સાતમાં દોજખમાં નાંખશે.

## ફસલ ત્રીજી મોઅમીન અને કાફર વીગેરેનું બયાન.

સ.—મો અમીન કોને કહેવો?

જ.—ખુંદાને એક જાણે, અને તેને આદીલ જાણે, અને પૈગંમબરોનો ઈકરાર કરે, અને બાર ઈમામને રસુલે ખુંદાની બાદ બર હક જાણે, અને કયામત થવાની છે, તે હક સમજે; એ પાંચ ચીજનો દીલથી ઈમાન રાખનારને મો અમીન કહે છે; અને મો અમીનની સીફતનું બયાન ઈનશાઅલાહ આગળ આવશે.

સ.—મુનાફીક કોને કહેવો?

જ.—જાહેરમાં ઈમાન, અને બાતીલમાં દીનથી વીરૂધ હોય, તેને કહે છે.

સ.—કાફર કોને કહેવો?

જ.—કયામતનો, અથવા ખુંદાની વાહેંદાનીયતનો, અથવા પૈગંમબરનો વીગેરે બાબતનો ઈનકાર કરે તેને કહેછે.

સ,—મુશરીક કોને કહેછે?

જ,—ખુંદાને એક કરી ન જાણે, અને તેની સાથે બીજાઓને શરીક કરે તેને કહેછે.

સ,—કલમોહ કેમ પડવો?

જ,—કલમો નીચે મુજબ પડવો; લાઈલ્લાહા ઈલલલ-લાહ, મોહંમ્મંદુન રસુલુલલાહ, અંલીયુન વલીયુલલાહ, વસીયો રસુલીલલ્લાહ,

સ, કલમાહની માયના બનાવો ?

જ, લાઈલાહા ઈલલલલાહ યાને બંદગીને લાયક ખુંદા સીવાય બીજો કોઈ નથી, મોહંમ્મંદુન રસુલુલલાહ યાને આપણ પૈગંમબર હંજરત મોહંમ્મંદમુસતફા સલલલાહો અંલેહે વ આલેહી વ સલૈંમ ખુંદાના તરફથી દીનના રસતો બતાવનાર અને હીદાયત કરનાર છે, અંલીયુન વલીયુલલાહ યાને હંજરત અંલી અંલેહીસ સલામ ખુંદાના તરફથી દુનીયાના હાકીમ છે અને રસુલે ખુંદાની બાદ તરતજ ખીલાફત અને ઈમામતના માલીક છે, વસીયો રસુલીલલાહ યાને રસુલે ખુંદાના વસી બર હંકછે.

## ફસલ ચોથી ઈલમે દીન સીખવું તથા શીખવાના

## સવાબનું તથા વાજીબનું બયાન.

સ.—શું ઈલમે દીન શીખવું વાજીબ છે?

જ.—હરેક મોમીન મરદ અને ઓરતને દીનના જરૂરી જરૂરી અહેંકામ શીખવા વાજીબ છે, અને ઈલમે દીન શીખવા વાળાની ઘણી ફઝીલત હદીસોમાં વારીદ થએલી છે, જ્યાં સુધી ઈલમે દીન નશીખે ત્યાં સુધી જાહીલ છે. અને જાહીલની મઝીમત ઘણી વારીદ થઈ છે,

સ.—ઈલમે દીન શીખવાંમાં શું સવાબ છે?

જ.—ઈલમે દીન શીખવા વાલાને ઘણો સવાબ છે, એટલે સુધી કે દુનીયાની અંદરની તમામ ચીજો, દરીયાની મછલીયો વીગેરે તેને માટે ઈસતીગ ફાર કરે છે, અને હર હર કદમપર ઘણો સવાબ લખાય છે.

સ.—ઈલમે દીન શીખવામાં કેટલો સવાબ છે.

જ.—ઈલમે દીન શીખવામાં બે હીસાબ સવાબ છે, અને સુન્નતી નમાજ પડયા કરતા પણ વધારે સવાબ છે, હજરત ઈમામ મોહમ્મદ બાકર અલૈહીસ સલામે ફરમાવ્યું છે કે જે આલીમના સબબથી લોકોને ઈલમે દીનનો ફાયદો પહોંચે તે આલીમ સીતેર હજાર આબીદ કરતાં બેહતર છે, અને જાણવું જોઈયે કે અહકામે શરા જે વાજીબ હોય અને બીજો કોઈ મોઅમીન ન જાણતો હોયતો તેની શરતો પરમાણે શીખવવા વાજીબ છે.

## ફસલ પાંચમી તકલીદ અને મુજતહીદની શરતનું બયાન.

સ.—અહકામે શરા બરાબર ન જાણે અને હદીસોના માયના બરાબર ન સમજી શકે તો શું કરવું?

જ.—તકલીદ કરવી.

સ.—તકલીદ કોને કહે છે?

જ.—તમામ વાજીબ અને સુન્નત કામ મુજતહીદના હુકમ મુજબ બજાવી લાવાવાને કહે છે.

સ.—ખુદાનો, રસુલનો, અને ઈમામોના હુકમ પ્રમાણે ચાલવું જોઈયે; પણ મુજતહીદના હુકમ પરમાણે ચાલવાનું શું કારણ છે?

જ.—હુકમતો ખુદાનો, રસુલનો અને ઈમામોનોજ છે, પણ આ જમાનામાં ઈમામ ગાયબ છે, અને કુરાન અને હદીસના માયના બરાબર જયાં સુધી સમજવામાં ન આવે ત્યાં સુધી અમલ થઈ શકતો નથી, માટે કોઈ જાણ-

વાવાલા આલીમને પુછીને અમલ કરવો જોઇયે; અને તેવા આલીમને મુજતહીદ કહેછે.

સ.—તકલીદ કરવી વાજીબ છે?

જ.—હા, તકલીદ કરવી વાજીબ છે.

સ.—કેની તકલીદ થઈ શકે છે?

જ.—મુજતહીદે જામે ઉસશરાયતની થઈ શકે છે.

સ.—મુજતહીદે જામે ઉસશરાયત કોને કહે છે?

જ.—જે આલીમની અંદર આઠ શરત હોય તેને કહે છે.

સ.—તે આઠ શરત કઈ કઈ છે તે બતાવો?

જ.—પહેલી બાલીગ હોવો જોઇયે, બીજી આકીલ હોવો જોઇએ, યાને દીવાનો ન હોવો જોઈએ, ત્રીજી મુસલમાન હોવો જોઇયે, ચોથી શીઆહ મજહબ ચઉદ માઅસુમને બરાબર માનવાવાલો હોવો જોઈયે, પાંચમી આદીલ હોવો જોઈયે, છઠી મરદ હોવો જોઇયે યાને ઓરત અથવા ખુનસો ન હોવો જોઈએ, સાતમી હલાલજાદો હોવો જોઇયે એટલે હરામ જાદો ન હોવો જોઈએ, આઠમી મુજતહીદ એવો હોવો જોઇએ કે મસાયલ હદીસમાંથી અને કુરઆનમાંથી શોધી કાઢી શકે.

સ.—ખુદાની વાહદાનીયત, અદાલત, નબુવત કે ઈમામત અને કયામત વીગેરે ઊસુલેદીનમાં તકલીદ વાજીબ છે?

જ.—આ બાબતોની અંદર તકલીદ ન કરે યાને પોતાની અકલથી અને દલીલથી સમજીને અને વીચારીને કબુલ કરે; તકલીદ એવ ઠેકાણે છે કે જે બાબતમાં આપણને ખુદાનો હુકમ ખબર ન પડે

## ફસલ છઠી બંદગીનું બયાન.

સ.—શું આપણા ઉપર ખુદાની બંદગી કરવી વાજીબ છે?

**જ.**—હા ખુંદા વનંદે કરીમની બંદગી કરવી વાજીબ છે અને કેમ વાજીબ ન હોય, કે આપણને ખુંદાએ પોતાની મેહેરબાનીથી અકલ આપીછે, તે અકલના ઈનસાફના રૂએથાં માલુમ પડે છે કે ખુંદા વનંદ કરીએ આ દુનીઆમાં કોઈ ચીજ નકામી પેદા કરી નથી; જેમ કે પાણી, અનાજ હવા, ઘોડા, બેલ, ગાય, અને ઊંટ વીગેરે કે જેનાથી ઈનસાનને ઘણા ફાયદા પોંચે છે, તેઓને જે કામ માટે ખુંદાએ પેદા કરયા છે તે કામ બજાવી લાવે છે; અને ખુંદા કુરાનમાં ફરમાવે છે કે મેં ઈનસાન અને જીનનાતને ફકત મારી બંદગી જેજ માટે પેદા કરયા છે; તો ઈનસાન ને લાજીમ અને વાજીબ છે કે પોતાના માલીકની બંદગી કરીને તેને રાજી કરી જન્નતમાં દાખીલ થાય; પણ બંદગી ન કરી ગુનાહમાં દાખીલ થઈ તેના અઝાબમાં દાખીલ ન થાય, વલી મોટી શરમની વાત છે કે જેને ખુંદાએ આપણા તાબેદાર કરયા છે, જેમ કે ઘોડા, બેલ વીગેરે અગર જો કે તેઓને ખુંદાએ આપણને હઠાડી શકે એટલું કુવંત આપેલું છે, તે છતાં જયારે આપણે સવારી માંગીએ ત્યારે હાજર રેહેછેતો અફસોસ છે આપણી ઉપરકે આપણે નાચીજ બંદા, મીટીથી પેદા થએલા, એવી પેદાશ કે તેનાપર જો વીચાર કરીયે તો સરમને લીધે તમામ ઉમર સુધી માથું ઊંચું ન કરી શકીયે, તે છતાં એવો મોટો હાકીમ તમામ દુનીયાનો પેદા કરનાર અને પાલનાર અને મુશકેલીમાં કામ આવનાર તેની બંદગી ન કરીયે તો ઘણી સરમની વાત છે.

**સ.**—ખુંદા સીવાય બીજી કોઈ ચીજ અથવા સખસની બંદગી અને ઈબાદત થઈ શકે કે નહીં?

**જ.**—બંદગી ખુદા સીવાય કોઈની પણ થઈ શકતી નથી, કેમકે અગર સુરજ, ચંદ્ર, તારા, દરીયા અથવા મલાયક વીગેરેમાંથી કોઈની પણ જો બંદગી કરીએ તો આપણી કેવી મોટી નદાની કેહેવાય! કેમકે તેના તો

આપણે સરદાર છઈયે, અને તેઓને ખુંદાએ આપણી તાબેદારી વાસતે પેદા કરયા છે, તો સાબીત થયું કે તાબેદારની બંદગી ન થઈ શકે; તેમજ ઝાડ, પથ્થર, વીગેરે કે આપણા ફાયદા માટે પેદા કરયા છે, તેને પુજવું તે પણ તે કરતાં વધારે નાદાની છે; અગર કોઈ ઈનસાનની બંદગી કરે તો તે પણ બે સમજુ અને જાહીલનું કામ છે, કેમ કે તે પણ આપણી બરાબરીયો છે, તેમાંને આપણામાં કાંઈ ફરક નથી, હા અગર કોઈ મરતબો ઈલમ અને ઈબાદત વીગેરેથી કોઈ શખસે મેળવ્યો હોય, અને ખુંદા અને રસુલનો હુકમ હોય તો તે શખસ માન અને તાજીમ કરવા લાયક થયો; પણ બંદગી અથવા પુજવા લાયક નહીં થાય; તો સાબીત થયું કે બંદગીને લાયક ખાસ ખુંદા વનદે કરીમ વાહેદહુ લાશરીક છે.

## ફસલ સાતમી બંદગીની અંદર કઇ કઇ ચીજ વાજીબ છે અને કયે વખતે વાજીબ થાય છે તેનું બયાન.

સ.—બંદગીમાં કેટલી ચીજ વાજીબ છે?

જ.—નમાજ, રોજા, હજ, જકાત, ખુમસ, અમરબીલમાઅરૂફ, નહીઅજમુનકર વીગેરે વાજીબ છે; પણ સરવેથી પહેલે એહલેબએતની મોહબત વાજીબ છે; અને તેઓના દુશમનોથી બેજારી વાજીબ છે.

સ.—નમાજ, રોજા વીગેરે કયારે અને કોની ઉપર વાજીબ થાય છે?

જ.—હર મુસલમાન શીઆ ઉપર દીકરાને પંદર વરસ પુરા થયા પછી અથવા પંદર વરસની પહેલા એહતેલામ થવાથી અથવા ખરાબ વાલ ઉગવાથી વાજીબ થાય છે; અને તેને બાલીગ કહે છે; અને દીકરીને નવ વરસ પુરા થવા પછી વાજબ થાય છે એને બાલીગ કહેછે; અને દીકરીને નવ વરસ પહેલા બાલીગ થવાની

બે અલામત છે; અને બાલીગ સીવાય વાજીબ થવાની બીજી શરત એ છે જે દીવાના પણ ન હોવું જોઇએ, અને હરેક વાજીબ કામની તમામ શરતો પુરી થવાથી વાજીબ થાય છે; જેમ કે હજ કે તેના માટે મૌકા શરીફ જાવા આવવાનો ખરચ વીગેરે શરતો પુરી થાય ત્યારે હજ વાજીબ થાય છે.

સ.—નમાજની અંદર પહેલે શું વાજીબ છે અને કેવી રીતે પડવી?

જ.—નમાજમાં પહેલે તાહરત વાજીબ છે અને તેનું બયાન ખુલાસા વાર આગળ આવશે.

## મીફતાહે બીજી તેની અંદર દસ ફસલ છે

## ફસલ પેહલી તાહરતનું બયાન.

સ.—તાહરત કેટલી કીસમની છે?

જ.—એહલેબએત અલેહે મુસંલામેની ફરમાવેલી હદીસુથી સાબીત છે કે તાહરત બે કીસમની છે, એક કીસમ તાહરતે જાહરી જેમ કે વજુ ગુસલ, અને તયમ મુમ અને બદન અથવા કપડા વીગેરે નજીસ થાય તો પાક કરવાની, અને તે તાહરત ઘણીજ આસાન છે કે પાણીથી નજાસત દુર થઈ પાક પણું હાંસલ થાય છે; અને બીજી તાહરતે બાતેની છે, યાને ગુનાહની નજાસત ને પાક કરવા વાળી અને ગુનાહની નજાસત પાણીથી પાક થાતી નથી; અને તમામ નજાસત દુર થઈને બાતીનનું પાક પણું હાંસીલ થવું સખત છે; પણ જે શખસ ખુદાનો ખોફ ખાય અને તેના અજાબથી ડરે તેને માટે બાતીનની તાહ-રત હાંસીલ થવી આસાન છે; અને તે તાહરત કેટલીક ચીજથી જેમ કે પોતાના ગુનાહથી તોબા કરવાથી અને ખુદાના દરબારમાં ગીરયા વ જારી કરવાથી, અને એહ-લેબએતની મોહબતથી અને તેઓના ફજાયલ યકીનથી

સાંભળવાથી ને બયાન કરવાથી અને કેટલાએક કારે ખેર અને અમલે ખેર કરવાથી હાંસાલ થાય છે.

## ફસલ બીજી નજીસ ચીજોનું બયાન.

સ.—નજીસ ચીજો કેટલી છે?

જ.—દસ છે; પહેલું પએખાના, બીજું પેશાબ, ત્રીજું ખુન, ચોથું મની, પાંચમું મઈયીત, છઠું કુતરો, સાતમું સુવર, આઠમું કાફર, અને મુશરીક, નવમું સરાબ, દસમું ફુકા.

સ.—પેશાબ અને પએખાનો કયા હેવાનના નજીસ છે?

જ.—જે હેવાનને કાપવાથી લોહીની ધાર ઉડે અને તેનું ગોસ ખાવું હરામ હોય, જેની અંદર આ બે શરત હોય તેનું પેશાબ, પએખાનું નજીસ છે; જેમ કે માણસ મીંદડી, વાંદરો વીગેરે.

સ.—ગાયનું પેશાબ અને છાણ પાક છે કે નજીસ?

જ.—ઉપરના મસલાથી તો તમામ મસલા ખુલા થઈ ગયા કે જેમાં બે શરત હોય તેનું પેશાબ અને પએખાનું નજીસ છે; અને ગાય હલાલ ગોસ છે તો તેનું પેશાબ અને પએખાનું પાક છે;તેમજ બકરી, ઊંટ, ભેંસ વીગેરેનું.

સ.—ખુન, મની, અને મઈયીત કેની નજીસ છે?

જ.—જે હેવાનને કાપવાથી લોહીની ધાર ઉડતી હોય તેની ત્રણે ચીજ નજીસ છે; તો ગાય, ભેંસ, મીંદડી, બકરી, માણસ વીગેરેની આ ત્રણે ચીજ નજીસ છે; પણ મોઅમાનની મઈયીતને ખુદાના હુકમ પરમાણે ત્રણ ગુસલ દીધા બાદ મોઅમાનની મઈયીત પાક થઈ જાય છે.

સ.—ફુકા કોને કહે છે?

જ.—જવ વીગેરેને પલાળીને બનાવે છે અને તેમાંથી નીશા પેદા થાય છે તેને કહે છે.

સ.—હર નીશાવાલી ચીજ નજીસ છે કે નહીં?

જ.—હર નાશાવાલી ચીજ જે અસલમાં પાતલી અને પ્રવાહી હોય તે નજીસ છે.

સ.—કાગડાની ચરક અને ઊંદરની લીંડી પાક છે કે નજીસ?

જ.—ઉપરના મસલાથી માલુમ થયું કે નજીસ છે; કારણ કે તે હરામ ગોશ છે અને લોહીની ધાર ઉડે છે.

## ફસલ ત્રીજી પેશાબ અને પએખાનાના આ દાબનું બયાન.

સ.—પેશાબ અને પએખાનાના આ દાબ બયાન કરો?

જ.—પેશાબ અને પએખાના માટે કીબલા સામુ મોહું કરીને અથવા પીઠ કરીને બેસવું હરામ છે, અને મસજીદ વીગેરે બુજરગીવાલી જગોમાં બેસવું હરામ છે; અને બીજાની જગામાં રજા વગર બેસવું હરામ છે; અને શરમની જગ્યા તમામથી છુપાવવી વાજીબ છે; પણ પોતાની ઓરત તથા પોતાની લોંડી અથવા અણસમજુ બચ્ચાથી છુપાવવું વાજીબ નથી; અને રોટી વીગેરે હુરમતવાલી ચીજોથી લુછવું હરામ છે; અને આબે જમ જમ અને દોઆનું પાણી વીગેરેથી ધોવું હરામ છે; અને હાડકા અને છાણાથી લુછવું હરામ છે; અને જે હાથમાં વીંટી હોય અને તેનાપર ખુદા, રસુલ અને ઈમામોના નામ લખેલા અથવા કોતરેલા હોય, અને તે નજીસ થાવાનો ખાફ હોય તો તે હાથથી ધોવું હરામ છે.

સ.—પેશાબની જગ્યાને કેટલી વખત ધોવી વાજીબ છે?

જ.પેશાબ તેની નીકલવાની જગ્યા કરતાં વધારે ફેલાણું હોય તો બે વખત ધોવું.

સ.પએખાનાની જગયાને કેટલી વખત ધોવું?

જ.—નજાસત નીકલવા બાદ એક વખત ધોવું.

સ.—પેશાબ કરીને પેશાબની જગાયાં પાક કર્યા બાદ કાંઇ રૂતુબત નીકળે તો તે પાક કે નજીસ?

જ.—અગર પેશાબ કરીને ઇસતીબરો કર્યો હોય તો પાક; અગર ઇસતીબરો ના કર્યા હોય તો નજીસ અને વજુ કરયુ હોય તો વજુ પણ બાતીલ થઇ જાય છે.

સ.—ઇસતીબરો કોને કહે છે?

જ.—ઇસતીબરો એને કહે છે કે પેશાબ બાદ જરા ઠેરીને એવી બાબત કરે કે પેશાબની જગાયમાં કતરો હોય તો નીકળી જાય અને ઇસતીબરો કરવાની રીત પણ છે; પણ જરા ઠેરીને ખોંખારો મારે વોગેરથી ખાત્રી થાય કે હવે રૂતુબત બાકી નહીં હોય તો બસ છે.

સ.—ઓરતો એક બીજાની શરમની જગાયા જોઇ શકે કે નહીં?

જ.—જોવું હરામ છે; એટલે સુધી કે નવ વરસ પુરા થવા પછી દીકરીને તેની મા શરમની જગાયા જોઇ શકતી નથી યાને તે દીકરી માથી પણ છુપાવે.

સ.—કોઇ ઓરતને લોંડી હોય તે લોંડીને માટે શું હુકમ છે?

જ.—તે લોંડી પણ બીજી ઓરતોની માફક હુકમ રાખે છે તેને એક બીજીના શરમની જગાયા ઉપર નજર કરવી હરામ છે.

## ફસલ ચોથી નજીસ ચીજોને પાક કરવો તથા કુરના મસાઅલ અને બીજી પાક કરવા વાલા ચીજોનું બયાન.

સ.—નજીસ થઇ ગયેલી ચીજ પાક કેમ થાય?

જ.—જે ચીજ નજીસ થઇ હોય તેને એટલું ધોવે કે નજાસત નીકળી જાય, પછી બેહતર છે કે બે વખત ધોવે, અગર પેશાબની નજાસત હોય તો વાજીબ છે કે બે વખત ધોવે, અને તે ચીજ અગર નીચોવવાને લાયક

હોય તો નીચોવવું જરૂર છે જેમકે કપડું તે પેશાબથી નજીસ થયું હોય તો બે વખત ધોવે, ને બે વખત નીચોવે અને જે ચીજ નીચોવવાને લાયક ન હોય તો તે ધોઈ નાંખવાથી પાક થાય છે જેમ કે પાણો, લાકડા વીગેરે.

સ.—પાણીથી કેટલી ચીજો પાક થાય છે?

જ.—પાણીથી ઘણી ચીજો પાક થાય છે; અગર નજીસ પાણીને કસીર હોય તેમાં નાંખે અથવા નજીસ પાણીને કસીર પાણીમાં ગોતો આપે તો પાક થાય છે.

સ.—કસીર પાણી કોને કહે છે?

જ.—દરીઆ, નદી, તળાવ, વીલડો, કુર, કુવો વીગેરે.

સ.—કુર કોને કહે છે?

જ.—તે શરા મુજબ પાણી હોય તેને કહે છે; અને તે કસીર પાણી ગણાય છે.

સ.—કુરનું પાણી માપથી કેટલું હોવું જોઈએ?

જ.—શરા મુજબ સાડી ત્રણવેંત પહોળું, અને સાડી ત્રણ વેંત ઊંડું, અને સાડા ત્રણવેંત લાંબુ, તે ગુણાકાર કરતાં કુલ તેંતાલીસ વેંતમાં થોડું ઓછું થાય છે.

સ.—કુરની અંદર નજીસ કપડું પાક કરીયે તો નીચોવવાની જરૂર છે કે નહીં?

જ.—નીચોવવાની જરૂર નથી.

સ.—મુસલમાન ધોબીને નજીસ કપડા આપીએ અને તે ધોઈને લાવે તો પાક સમજવા કે નહીં?

જ.—પહેલે કપડા આપતી વખતે ધોબીને કહેવું જોઈએ કે આ નજીસ કપડા છે, પાક કરજે, પછી ધોઈને લાવે તો પાક સમજવા.

સ.—મેલા કપડાને ધોબી નજીસ સમજીને પાક નહીં કરતો હોય?

જ.—તેને નજીસ સમજવાની જરૂર નથી, કારણ કે મુસલમાન પાસે જે ચીજ હોય તે પાકનો હુકમ રાખે છે;

માટે તેને જાહેર કરવું જોઈએ.

સ.—ધોબી બીજા કોઇના કપડા લાવી આપે તો પહેરવા કેવા છે?

જ.—હુરસત નથી.

સ.—આપણા કપડાના બદલામાં લાવે તો પણ હુરસત નથી?

જ.—કેમ ખબર પડે કે જે શખસને ત્યાં આપણું કપડું ગયું તેનુંજ કપડુ આપણને આવ્યું છે; મતલબ એ જે બીજાના કપડા તેની રજા સીવાય પહેરવા હરામ છે; અને તે પહેરીને નમાજ પડે તો તેની નમાજ બાતીલ છે.

સ.—પાણી સીવાય બીજી કોઈ ચીજ પાક કરવા વાલી છે કે નહીં?

જ.—હા, ઘણી ચીજ છે; જેમકે ઈસલામ પાક કરે છે કુફ્રને નજાસતથી, એટલે કોઈ કાફ્ર અથવા મુશરીક મુસલમાન થાય તો પાક થઈ જાય છે; અને જે ચીજ કે જમીન ઉપર ઘસાતી હોય જેમકે પગના તળીઆ, ગાડીના પાટા, વીગેરે તે નજીસ થાય અને જમીન ઉપર એવી રીતે ઘસાય કે નજાસત નીકળી જાય તો તે પાક થઈ જાય છે; અને સુરજથી પણ ઘણી ચીજો પાક થાય છે; જેમ કે જમીન ઝાડ ઘરની ભીંત અગાશી ચટાઈ વીગેરે નજીસ થઈ જાય અને સુરજથી સુકાય તો પાક થઈ જાય છે; અને નજીસ લાકડા, છાણા વીગેરે બળીને રાખ થઈ જાય તો પાક થાય છે. અને જું મચ્છર, માકડ વીગેરે ઈનસાનનું લોહી પીએ તો તેના પેટમાં જવાથી પાક થઈ જાય છે.

સ.—ઉપર બયાન થયું કે ખુન નજીસ છે, તો માકડ, અને મચ્છરનું ખુન પાક કેમ ગણાય?

જ.—ઉપર બયાન થયું તે બરાબર છે; કે જે જનાવરને કાપવાથી લોહીની ધાર ઉડતી હોય તો તેનું ખુન નજીસ

છે; અને જુ', મચ્છર, માકડ વીગેરેને કાપવાથી કાંઈ લોહીની ધાર ઉડતી નથી માટે તેનું ખુન પાક છે.

## ફસલ પાંચમી વજુની રીત તથા તેને લગતા મસાએલોનું બયાન

સ.—વજુ કરવાની રીત બતાવો?

જ.—વજુ કરે ત્યારે નીય્યત કરે કે વજુ કરૂં છું ખુદાની ખુશી માટે, પછી પહેલું મોહું માથાના વાળ ઉગવાની જગયાથી હુંડી સુધી લંબાણમાં અને અંગુઠો અને વચલી આંગલીમાં સમાય એટલું પોહલાઈમાં ધોવે; પછી જમણો હાથ કોણીથી આંગળીઓના માથા સુધી ધોવે, પછી તેજ પરમાણે ડાબો હાથ ધોવે, પછી આગળના માથાનો મસાહ તાળવાથી વાળ ઉગવાની જગયાની અંદર ના ભાગ સુધીમાં કરે, પછી બેઈ પગના મસાહ આંગ-ઓના માથાથી ઉપરના હોરા સુધી કરે.

સ.—મસાહ કયા પાણીથી કરવો?

જ.—વજુનું પાણી જે હાથ અને આંગળીઓમાં હોય તેણેથી મસાહ કરવો.

સ.—હાથ અથવા આંગળીઓનું પાણી સુકાય જાય તો શું કરવું?

જ.—વજુના ભાગમાં જે જગયાએ પાણી હોય ત્યાંથી લઈને મસાહ કરે અગર કોઈ જગયાએ પાણી ન હોય તો ફરીથી વજુ કરે.

સ.—મસાહ હથેળીથી કરવા કે આંગળીથી કરવા?

જ.—અખતીયાર છે જોઈએ તો હથેળીથી કરે, અથવા આંગળીથી કરે; અથવા બેઈથી મસાહ કરે.

સ.—વજુની અંદર નીચેથી ઉપર ધોવાય કે નહીં?

જ.—ઉપરથી નીચે તરફ ધોવું જોઈએ.

સ.—બીજા પાસે વઝુ કરાવાય કે નહીં?

જ.—જ્યાં સુધી પોતાથી બની શકે ત્યાં સુધી બીજા પાસે વઝુ કરાવાય નહીં; હા અગર પોતાથી ન બની શકે તો બીજા પાસે વઝુ કરાવવું જાયજ છે.

સ.—પેહલો ડાબો હાથ ધોવે અને પછી જમણો હાથ ધોવે તો જાયજ છે કે નહીં?

જ.—જાયજ નથી કારણ કે તરતીબની શરત છે કે પેહલે મોઢુ ધોવે પછી જમણો હાથ ધોવે પછી ડાબો હાથ ધોવે, પછી માથાનો મસાહ કરે, પછી બેઈ પગના મસાહ કરે.

સ.—વઝુના પાણીમાં કઈ કઈ શરત છે?

જ.—વઝુના પાણીમાં કેટલીક શરત છે, જેમ કે નજીસ ન હોય, ગસબી ન હોય, મુજાફ ન હોય યાને ખાલી હોય અને મુસતબે નજીસ, મુસતબે ગસબી અને મુસતબે મુજાફની સાથે ન હોય.

સ.—મુસતબે નજીસ, મુસતબે ગસબી, અને મુસતબે મુજાફ કોને કહે છે?

જ.—બે પાણી હોય એક પાક અને બીજું નજીસ અને ખબર ન પડે કે પાક કયું અને નજીસ કયું તેને મુસતબે નજીસ કહે છે; તેમજ મુસતબે ગસબી અને મુ-સતબે મુજાફ સમજવું.

સ.—મુસતબે ગસબીમાં બીજો શખસ રજા આપે તો દુરસ્ત છે કે નહીં.

જ.—પાણીનો માલીક રજા આપે તો દુરસ્ત છે.

સ.—નાળીયેરના પાણીથી વઝુ થાય કે નહીં?

જ.—ન થાય.

સ.—વઝુ કરવાના ભાગ નજીસ હોય અથવા વઝુ કરવાના ભાગમાં કોઈ ચીકણી ચીજ ચોંટી હોય અથવા હાથમાં વાંટી હોય તો વઝુ થાય કે નહીં?

જ.—વજુ કરવાના ભાગ વજુ કરવાની પેહલા પાક કરવા જોઈએ; અને ચીકણી ચીજ ચોંટી હોય તો કાઢી નાખવી જોઈએ, અને વીંટીની નીચે પાણી પોંચાડવું જોઇએ.

સ.—ગસબી જગયામાં વજુ થાય કે નહીં?

જ.—ન થાય

સ.—મવાલાત એટલે શું?

જ.—મવાલાત એટલે એવી રીતે ઠેહરી ઠેહરીને ન ધોવે કે પેલો ભાગ સુકાઈ જાય, એ પરમાણે કે મોહું ધોવા બાદ જમણો હાથ ધોવો શરૂ કરવાને એટલી વાર ન લગાડે કે મોહુ તમામ સુકાઈ જાય.

સ.—વજુ કરતા કરતા શક પડે કે કોઈ પણ વજુનો ભાગ ધોયો કે નહીં તો શું કરવું?

જ.—વજુ કરતા કરતા જે ભાગનો શક પડે તે ધોવે; તેમજ મસાહ કરવામાં શક પડે તો મસાહ કરે; જેમ કે ડાબો હાથ ધોતી વખતે શક પડે કે જમણો હાથ ધોયો કે નહીં તો તે વખતે જમણો હાથ ધોવો; તેમજ પગનો મસાહ કરતી વખતે શક પડે કે માથાનો મસાહ કર્યો કે નહીં તો માથાનો મસાહ કરે પછી પગનો મસાહ કરે

સ.—વજુના ભાગમાં ગુમડુ અથવા જખમ થયું હોય અને પાણી પોંચાડવાથી ઇજા થાતી હોય અથવા દવા લગાડી હોય અને તે ઉખેડવાથી ઇજા થાતી હોય તો શું કરવું?

જ.—તે જગયાપર પાક કપડુ રાખીને તેના ઉપર મસાહ કરે એટલે ભીનો હાથ ફરવે તો બસ છે.

## ફસલ છઠી વજુને તોડવાવાળી ચીજોનું બયાન.

સ.—વજુને તોડવા વાલી ચીજો કેટલી છે?

જ.—દસ છે; પહેલુ પેશાબનુ નીકળવું, બીજુ પએખાનાનું નીકળવું, ત્રીજુ ઊંઘી જાવું, ચોથું બેહોશ થઈ જાવું, પાચમું હવાનું નીકળવું, છઠું મઈયીતને પોતાના અંગથી તેના અંગને અડવું, સાતમુ, આઠમુ, નવમું, હેજ, નીફ્રાસ અને ઇસતેહાજા એ ત્રણ ખુનનું દેખાવું ખાસ ઓરતો માટે છે; પણ ઇસતેહાજામાં કેટલીક શરત છે; દસમુ તરીમુસતબેબબોલ યાને પેશાબ કરયા બાદ ઇસતબરો ન કરયો હોય અને કાંઈ પેશાબ જેવી રૂતુબત નીકળવાથી એ ખાસ મરદો માટે છે.

સ.—ઉલટી થવાથી અથવા લોહી નીકળવાથી વજુ ટુટે છે કે નહીં.

જ.—ઉપરની દસ ચીજ સીવાય કોઈપણ ચીજથી વજુ ટુટતુ નથી.

સ.—વજુ કરયા બાદ શક પડે કે વજુ ટુટયુ કે નહીં ટુટયુ તો શું શમજવું?

જ.—વજુ નથી ટુટયુ તેમ સમજવું.

સ.—વજુ કરયા બાદ શક પડે કે વજુનો ભાગ નજીસ હતો તે પાક કરયો કે નહીં તો શું સમજવું?

જ.—પાક કરયો હસે એમ સમજવું.

સ.—વજુ કરયા સીવાય કુરાનના હરફને અને ખુદાના નામને હાથ લગાડાય કે નહીં?

જ.—વજુ વગર હાથ લગાડવો હરામ છે.

## ફસલ સાતમી વાજબ તથા સુનંત ગુસલનું કેટલાક ખુલાસા સાથે બયાન.

સ.—ગુસલ કેટલા વાજબ છે?

જ.—ગુસલ છ વાજબ છે, પેહલુ જનાબત, બીજુ મસે મઈયીત, ત્રીજુ મઈયીતને આપવું, ચોથુ હેજ,

પાચમુ નીફાસ, છઠુ ઈસતેહાજા, આ છેલા ત્રણે ગુસલ ખાસ ઓરતો માટે છે.

સ.—જનાબત કોને કહે છે?

જ.—સોહબત કરવાથી અથવા સ્વપનામાં નાહવાની હાજત થવાથી વીગેરેથી જનાબતનું ગુસલ વાજીબ થાયછે.

સ.—હેજ કોને કહે છે?

જ.—જે કે બાઈડીયોને દર મહીને નાવાનું આવે છે તેને કહે છે.

સ.—ઈસતેહાજા કોને કહે છે?

જ.—હેજની મુદત કરતાં વધારે અથવા કમતી દીવસ ખુન પડે તેને કહે છે.

સ.—હેજની કેટલી મુદત છે?

જ.—ઓછામાં ઓછી ત્રણ દીવસની અને વધારેમાં વધારે દસ દીવસ સુધીની છે.

સ.—નીફાસ કોને કહે છે?

જ.—બચુ જનમે અને ખુન પડેતો તેને કહે છે. અને તેની કમતીમાં કમતી મુદત નથી કેમકે જરાકવાર ખુન પડીને બંધ થાય તો પણ નીફાસ છે.

સ.—બચુ અવતરે ત્યારે કેટલા દીવસ સુધી નમાજ ન પડે.

જ.—નીફાસનું લોહી બંધ થવા સુધી; અને નીફાસ નું ખુન બંધ થયું કે ગુસલ કરીને નમાજ પડે.

સ.—ગુસલ કરવાથી બીમારી થવાનો ખોફ હોય તો શું કરે?

જ.—નીફાસના ગુસલ બદલે તયમમુમ કરે; જેવી રીતે કે તયમમુમનું બયાન આગળ આવશે.

સ.—જે ત્રણ જાતના ખુન ઓરતોને પડે છે તેમાં નમાજ પડવી જાયજ છે કે નહીં.

જ.—હેજ અને નીફાસમાં નમાજં પડવી હરામ છે; અને તેટલા દીવસની નમાજ ખુદાની મહેરબાનીથી માફ છે; અને ઈસતેહાજાના ખુનમાં નમાજ પડવી માફ નથી, અને વાજીબ છે, પણ કેવી રીતે પડવી તેની વીગત છે, માટે જાણવાવાલાને પુછવાથી અથવા મોટી કીતાબમાં જોવાથી માલુમ પડશે.

સ.—મસે મઈયીતનું ગુસલ કોને કહે છે?

જ.—મઈયીતને ત્રણ ગુસલ દેવાની પેહલા તેના અંગને આપણું અંગ અડવાથી મસે મઈયીતનું ગુસલ આપણા ઉપર વાજીબ થાય છે.

સ.—મઈયીતના અંગ ઉપર કપડુ હોય અને અડીયે તો આપણા ઉપર ગુસલ વાજીબ થાય છે કે નહીં?

જ.—વાજીબ થાતું નથી.

સ.—સુન્નત ગુસલ કેટલા છે?

જ.—સુન્નત ગુસલ ઘણા છે જેમ કે જુમ્માનું, ઈદે ફીતરનું, ઈદ કુરબાનનું ગુસલ તથા શબેકદરના ગુસલ અને તોબાનું અને હાંજતનું વીગેરે. પણ જુમ્માનું ગુસલ કરવાની તાકીદ ઘણી છે, અને બાજે આલીમ વાજીબ સમજે છે; અને સવાબ પણ ઘણો છે અને જે તરક કરે તેને માટે મઝીમમત ઘણી વારીદ થયેલી છે.

સ.—જુમ્માના ગુસલનો વખત કયો છે?

જ.—શુબહોસાદીકથી તે જોહર સુધી અને જોહર પછી મગરીબ સુધી કુરબતનની નીયંતથી કરે યાને અદા-કજા કાંઈ ન કહે.

## ફસલ આઠમી ગુસલ કરવાની રીતનું બયાન.

સ.—ગુસલ કરવાની રીત બતાવો?

જ.—ગુસલ વાજીબ હોય અથવા સુન્નત હોય તમામ ગુસલની રીત એકજ છે, પણ ફકત જે ગુસલ કરે તેની નીયંત કરે જેમકે જનાબતનું ગુસલ કરવું હોય તો પહેલે

તમામ બદનની નજાસત ધોઈ નાંખી પાક કરે પછી નીયૅત કરે કે ગુસલ કરૂં છું જનાબતનું ખુદાની ખુશી વાસ્તે, પછી પહેલે માથું અને ગરદન ખંભા શુધી કાન શુધાં ચારે તરફ ધોવે, અગર માથામાં વાળ હોય તો તેની નીચે પાણી પહોંચાડે, પછી જમણી તરફનું અડધું અંગ ગરદન પાસેથી તે પગના તળીઆસુધીધોવે અનેડુટી અને શરમની જગયાને તમામ ધોવે કેતેમાં અડધું ધોવું મુશકીલછે અને ડાબી તરફનો ભાગ ધોવાય તો ફીકર નહીં, પણ જમણી બાજુનો ભાગ જરા પણ અધુરો રહેવો જોઇએ નહીં; પછી એજ પરમાણે ડાબી બાજુ ધોવે અને ડાબી બાજુ ધોતી વખતે જમણી બાજુ ધોવાય તો ફીકર નહીં પણ ડાબી બાજુ જરા પણ ઓછી રહે નહીં; અને ડાબી બાજુ ધોતી વખતે શરમની જગયા અને ડુંટીને તમામ ધોવે, એ પરમાણે નાવાથી ગુસલ થાય છે.

સ.—માથાના અથવા ડાઢીના વાળની નીચે પાણી ન પહોંચાડે તો ગુસલ દુરસત છે કે નહીં?

જ.—ગુસલ દુરસત નથી; અગર નમાજ પડે તો નમાજ બાતીલ છે.

સ.—આ રીત સીવાય બીજી કોઈ રીત ગુસલ કરવાની છે કે નહીં?

જ.—બીજી રીત ગુસલે ઈરતેમાસી છે, યાને તમામ અંગ પાક કરયા બાદ હોજ, નદી, અથવા તળાવ વીગેરેમાં નીયૅત કરીને એક ગોતો મારે એટલે ડુબકી મારે કે તમામ બદન પાણીની અંદર જાય અને અંગનો જરા પણ ભાગ કોરો રહે નહીં તો પણ ગુસલ થઈ શકે છે.

## ફસલ નવમી ગુસલને લગતા કેટલા એક મસાએલનું બયાન.

સ.—ગુસલ કરયા બાદ યાદ આવે કે જમણા હાથમાં વીંટી હતી તેના નીચે પાણી પહોંચાડતા ભુલી ગયો તો શું કરવું?

જ.—જે વખતે યાદ આવે તે વખતે વીંટીની નીચે ફક્ત ધોઈ નાંખે પછી ડાબી આખી બાજુ ધોવે.

સ.—અગર ડાબા હાથમાં વીંટી હોય અને તેની નીચે પાણી પહોંચાડતા ભુલી ગયો હોય તો શું કરે?

જ.—જે વખતે યાદ આવે તે વખતે ફક્ત તેટલી જગયા ધોઈ નાંખે.

સ.—ગુસલમાં નીચેથી ઉપર અને ઉપરથી નીચે ધોવે તો જાયજ છે કે નહીં?

જ.—જાયજ છે.

સ.—ગુસલ કરતી વખતે ગુસલનો કોઈ પણ ભાગ ધોતાં ધોતાં પહેલો ભાગ સુકાય જાય પછી બીજો ભાગ ધોવો કે નહીં?

જ.—હા, એમ ધોઇ શકે છે.

સ.—નજીસ પાણીથી ગુસલ થાય કે નહીં?

જ.—નજીસ પાણીથી ગુસલ થાય નહીં અને ગુસલના પાણીમાં વજુના પાણી જેટલી શરતો જરૂર છે.

સ.—કોઇ શખશ નજીસ પાણીથી ગુસલ કરે અને નમાજ પડે અને રોજા રાખે તો કેમ છે?

જ.—નમાજ બાતીલ છે, અને રોજા બાતીલ અને લાંધણ છે, અને નમાજ, રોજા કજા કરવા વાજીબ છે.

સ.—ગુસલ કરયા બાદ નમાજને માટે વજુ કરવુ કે નહીં?

જ.—તમામ ગુસલ બાદ વજુ કરવું જોઇએ, પણ જનાબતના ગુસલ બાદ વજુ કરવું જોઈએ નહીં, હા, અગર વજુને તોડવાની કોઇ ચીજ થઈ હોય તો વજુ કરવું જોઈએ.

સ.—ગુસલની અંદર મવલાત છે કે નહીં?

જ.—ઈસતેહાજાના ગુસલ સીવાય બીજા કોઇ ગુસલમાં મવલાત નથી.

સ.—ગુસલના ભાગમાં તરતીબ વાજીબ છે કે નહીં?

જ.—તમામ ભાગમાં તરતીબ વાજીબ નથી ફકત ત્રણ ભાગમાં તરતીબ વાજીબ છે કે પહેલું માથું અને ગરદન ધોવે, પછી જમણી તરફનું અડધું અંગ ધોવે, પછી ડાબી તરફનું અડધું અંગ ધોવે.

સ.—ગુસલના કોઈ ભાગમાં કોઈ જગયાએ ગુમડું અથવા જખમ થયું હોય અને પાણી પહોચાડવાથી ઈજા થાતી હોય અથવા દવાલગાડી હોય તે ઉખેડવાથી ઈજા થાતી હોય તો શું કરે?

જ.—તેના ઉપર પાક કપડું રાખીને મસાહ કરે એટલે ભીનો હાથ ફેરવે.

## ફસલ દસમી તયમમુમનું બયાન.

સ.—ઠંડે પાણીએ અથવા ગરમ પાણીએ વજુ કરવાથી બીમારીનો ખોફ હોય તો શું કરવું?

જ.—વજુને બદલે તયમમુમ કરવું.

સ.—તયમમુમ કઈ કઈ વખતે કરવું જોઈએ?

જ.—ઉપરના કારણથી, અને પાણી ન મળી શકે તે વખતે, અને વજુ અથવા ગુસલ કરવાથી નમાજનો વખત જાતો હોય તો; વીગેરે કારણોથી વજુ અને ગુસલને બદલે તયમમુમ કરવું જોઈએ.

સ.—પાક પાણી ન હોય તો લાચારીથી વજુ અથવા ગુસલ નજીસ પાણીથી થઈ શકે કે નહીં?

જ.—વજુ અને ગુસલ નજીસ પાણીથી થઈ શકતું નથી; પાક પાણી ન મળી શકે તો તયમમુમ કરે.

સ.—તયમમુમ કેમ થાય?

જ.—પહેલે નીયત કરે કે તયમમુમ કરૂં છું વજુ અથવા ગુસલને બદલે, પછી બેઇ હથેલી ભેગી કરી

જમીન અથવા પાક મીટી હોય તેના ઉપર જોરથી પછાડે, પછી માથાના વાળ ઉગવાની જગાયા પાસે બેઇ હથેલી રાખીને નાકના મુખ શુધી ખેંચે, પછી જમણા હાથના કાંડા ઉપર ડાબા હાથની હથેલી આંગળીઉ રાખીને આંગળીઓના માથા શુધી ખેચેં, પછી તેમજ ડાબા હાથના કાંડા ઉપર જમણા હાથની હથેલી આંગળીઉ રાખીને આંગળીઓના માથા શુધી ખેંચે, અને જે હથેળી કે ઉપર રાખે તે આડી રાખે અને બેહતર છે કે બેઈ હાથ માટે ફરીથી જમીન ઉપર હાથ પછાડે.

સ.—તયમમુમ કઈ કઈ ચીજ ઉપર થઈ શકે છે?

જ.—જમીન અને જે ચીજ જમીનના હીસાબમાં હોય જેમકે માટી રેતી પાણા વીગેરે; અને તે ચીજ ન મળે તો ગુબારવાળી ચીજ જેમકે ગાદી તકીઆ વીગેરે જેમાંથી ગુબાર ઉડે તે ઉપર; અને તે પણ ન મળે તો ગારા ઉપર; પણ બની શકે તો ગારાને સુકાવવું જરૂર છે કે તે માટીના હીસાબમાં થાય.

સ.—તયમમુમની ચીજ નજીસ હોય અથવા ગસબી હોય અથવા ઉપરની ચીજુ શીવાય બીજી કોઇ ચીજ જેમકે તાંબુ, લાંકડું, કપડું વીગેરે ઉપર તયમમુમ થઇ શકે છે કે નહીં?

જ.—સવાલમાં પુછી તે ચીજો અને ધાતુ સોનું ચાંદી કાંચ વીગેરે ચીજોપર તયમમુમ થઈ શકતું નથી.

સ.—તયમમુમ કઈ કઈ ચીજથી તુટે છે?

જ.—જેટલી ચીજોથી કે વજુ તુટે છે તેટલી ચીજથી તયમમુમ પણ તુટે છે અને જે અડચણના સબબથી તયમમુમ કરયું હોય તે અડચણ મટેથી પણ તયમમુમ તુટે છે; જેમકે પાણી ન હોવાના સબબથી તયમમુમ કરયું હોય અને પછી પાણી મળે તો તે વખતે તયમમુમ તુટીજાયછે

# મીફતાહ ત્રીજી તેની અંદર આઠ ફસલ છે.

## ફસલ પહેલી બીમારીનો સવાબ અને બીમારે શું શું કરવું અને બીમારને જોવા જવાવાળાના સવાબનું બયાન.

સ.—બીમારીમાં શું શું સવાબ છે?

જ.—બીમારીમાં ઘણો સવાબ છે, જેમકે એહલે બેએત તાહારીન અલેહેમુસસલામથી રીવાયત છે કે જે વખતે ખુદા બંદાપર મહેરબાની કરે છે, તે વખતે ત્રણ ચીજમાંથી એક ચીજનો હદીઓ મોકલે છે, તાવ અથવા માથું દુખવું અથવા આંખ દુખવી; હદીસમાં છે કે એક રાત માથું દુખવાથી સગીરા તથા કબીરા ગુનાહ માફ થાય છે, અને એક રાતના તાવમાં સીતેર વરસની બંદગીનો સવાબ મળેછે; અને હદીસની અંદર છે કે બીમારીમાં ડાબા હાથનો ફીરસતો ગુનાહ લખતો નથી; અને જમણા હાથનો ફીરસતો તેની તંદુરસતીમાં લખતો હતો તેજ પરમાણે નેકીઓ લખ્યા કરે છે; વીગેરે ઘણો સવાબ છે અને બીમારીની અંદર સબર કરવી જોઈએ; અને ખુદાની રજા ઉપર રાજી રહેવું જોઈએ; અને કોઈ પાસે શીકાયત કરવી જોઈએ નહીં.

સ.—શીકાયત કોને કહે છે?

જ.—એવી રીત કહે કે મને ખુદાએ એવી પીડામાં નાખ્યો કે કોઈને એવી પીડામાં નાંખ્યો નથી, તેનું નામ શીકાયત છે.

સ.—પોતાની બીમારીનો હાલ બયાન કરવાથી શીકાયત થાય છે કે નહીં?

જ.—પોતાની બીમારીનો હાલ બયાન કરે તે શીકાયત નથી.

સ.—બીમારીમાં જુમ પડાય છે તેમાં કાંઈ હરકત છે કે નહીં?

જ.—હરકત નથી બલકે ખુંદાની રેહેમતથી તસબીહ પડવાનો સવાબ લખાય છે.

સ.—બીમારની ખીદમત કરવામાં કેટલો સવાબ છે?

જ.—બીમારની ખીદમત કરવામાં ઘણો સવાબ છે; હદીસમાં છે કે જે કોઈ બીમારની કોઇ પણ હાજત માટે કોશીસ કરે જોઇએ તો તે કામ પુરૂં થાય અથવા ન થાય, ખુંદા તે કોશીસ કરનારના તમામ ગુનાહ માફ કરી આપે છે; જેમકે માના પેટમાંથી બે ગુનાહ પેદા થયો હોય તે સીવાય ઘણો સવાબ છે.

સ.—બીમારે શું શું કરવું જોઇએ?

જ.—બીમારને કેટલી એક ચીજો કરવી જોઈએ; પહેલું એ જે બીમારીમાં સબર શુકર કરે, બીજું એ જે બીમારીને ત્રણ દીવસ સુધી જાહેર ન કરે, પણ મોટી બીમારી હોય તો જાહેર કરે, ત્રીજું એજે દવા કરવાની ઉતાવળ ન કરે, પણ એવીજ બીમારી હોય કે તરત દવા કરવી જોઇએ તો તરત દવા કરે, ચોથું એજે બીમાર અથવા તંદુરસ્ત માણસને જે ચીજથી નુકસાન માલુમ પડે તેનાથી પરહેજ કરે, પાંચમું એજે પોતા ઉપર જે વાજીબ કામ નમાજ, રોજા હજ, કરજ, વીગેરે હોય તે અદા કરવાની વસીયત કરે, છઠું એજે મોઅમીન લોકો જોવા આવે તેને આવવાની રજા આપે, સાતમું એજે બીમારને જોવા આવે તે વધારે વાર બેસે નહીં; હા, બીમાર રાજી હોય તો હરકત નથી, આઠમું એજે જોવા વાલા બીમાર ઉપર હાથ રાખીને દોઆ કરે, નવમું એજે જોવાવાલા કોઈ સારી ચીજ મેવો વીગેરે બીમાર માટે લઈ જાય, દસમું એજ બીમારની સાંમે કાંઇ ખાવું પીવું નહીં, અગીયારમું એજે બીમાર પોતાના દરદને દુર કરવા

મારે સીતેર વખંત અથવા ચાલીસ વખત અથવા સાત વખત ઓછામાં ઓછી એક વખત અલહ્મદોની સુરાહ પડે, હંદીસમાં છે કે અલહ્મદોની સુરાહ મોત સાવાય તમામ દરદોને મારે શફા છે.

સ.—બીમારને જોવા જાવા વાલાને મારે કેટલો સવાબ છે?

જ.—ઘણો સવાબ છે; હંદીસમાં છે કે જે કોઇ બીમારને જોવા જાય તો ખુંદાવનદેકરીમ તેને મારે પાછો ઘરે આવે ત્યાં સુધીના હરએક કદમ ઉપર સીતેર હજાર હજાર ફીરસતા તેની કબરમાં જીયારત કરવા જાય, અને કયામત સુધી તેને મારે ઇસતીગફાર કરયા કરે એટલો સવાબ લખે છે.

ફસલ બીજી જાન નીકળતી વખતે શું કરવું તેનું બયાન.

સ.—જાન નીકલતી વખતે શું શું કરવું જોઇએ?

જ.—કેટલા એક કામ કરવા જોઇએ; પહેલું એકે બીમાર ખુંદાથી નેક ગુમાન રાખે કે બક્ષી આપશે, કારણ કે તે રહીમ છે, તે મારા પર મહેરબાની કરશે, બીજું એજે જાન નીકલતી વખતે બીમારને એવી રીતે સુવરાવે કે બીમારના પગના તળીઆ કીબલા સામે થાય, ત્રીજું એજે એતેકાદ દીનનો યાદ અપાવે, કે ખુંદા વાહેદહુલા શરીક છે, અને પેંગંબર, અને બાર ઇમામ, બરહક છે; અને ચઉદ માસુમના નામ મુબારક જબાન ઉપર લેવરાવે, અને જનંત અને દોજખ હક છે, અને કબરમાં સવાલ જવાબ થાશે તે યાદ અપાવે, અને તમામ ખલક ગુજરી ગયા બાદ કયામત થાશે, અને હીશાબ દેવો પડશે, વીગેરે યાદ અપાવે, ચોથું એજે જાન નીકલતી વખતે તેની પાસે યાસીન અને વસસીફ્તની સુરાહ પડે, કે તેની બરકતથી જાન નીકલવી આસાન થાય, પાંચમું એજે જાન નીકલી ગયા બાદ આંખ અને મોહું બંધ કરી આપે, છહું એજે બેઇ હાથ સીધા કરે, સાતમું એજે મઇયીતના ઉપર કપડું

ઢાંકી દીયે, આઠમું એજે રાત્રે ગુજરી જાય તો તે મકાનમાં દીવો રાખે, નવમું એજે મોઅમીન લોકોને ખબર આપે, દસમું એજે જાન નીકલી જવાનું યકીન થયા પછી જેમ બને તેમ જલદી દફન કરે વીગેરે કેટલાક આદાબ છે.

સ.—મઈયીતને ગુસલ આપવામાં કેટલો સવાબ છે?

જ.—હદીસની અંદર છે કે મઈયીતને ગુસલ આપનારના તમામ ગુનાહ માફ થાય છે; બીજી હદીસમાં છે કે મઈયીતના બદન ઉપર જેટલા વાલ છે, તેની ગણતરી પરમાણે ગુલામ આજાદ કરવાનો સવાબ છે, પણ શરત છે કે મઈયીતના અંગમાં કોઈ એબ જોવે તો કોઈને ન કહે, અગર કેહશે તો સવાબના બદલામાં અજાબને લાયક થશે.

સ.—ગુસલ આપવું, કફન દફન કરવું, નમાજ પઢવી વીગેરે કોના ઉપર વાજીબ છે?

જ.—જે જે મોઅમીનને ખબર પડે તેઓ તમામ ઉપર વાજીબ છે, પણ અગર એક શખશ તમામ કામ કરે તો તમામ ઉપરથી વાજીબ ઉતરી જાસે.

સ.—ગુસલ કફન વીગેરેની રજા મઈયીતના વારીસ પાસેથી લેવી જરૂર છે કે નહીં?

જ.—જરૂર છે, પણ આપણને ખાતરી થાય કે રાજી છે તો પુછવાની જરૂર નથી.

સ.—ગુસલ, કફન દફન વીગેરે કેટલી ઉમરના ઈનસાનને આપવું વાજીબ છે?

જ.—પેટની અંદરથી ચાર મહીનાનો હમલ પડે તો પણ તેનું ગુસલ, કફન દફન, વીગેરે વાજીબ છે; અને તે કરતાં જોઈએ તેટલી ઉમરનું માણસ હોય તો તેનો પણ એજ હુકમ છે; પણ નમાજ છ વરસની અંદરના મઈયીત ઉપર વાજીબ નથી.

સ.—ચાર મહીનાની અંદરનું અધુરી ખલકતનું હમલ પડી જાય તો ગુસલ, કફન, દફન વીગેરે વાજીબ છે કે નહીં?

જ.—ગુસલ વાજીબ નથી; કપડામાં વીંટીને દફન કરી દીયે.

સ.—મઈયતને કેટલા ગુસલ આપવા વાજીબ છે?

જ.—ત્રણ ગુસલ આપવા વાજીબ; પેલુ ગુસલ આબે સીદરનું એટલે બોરડીના પાંદડા નાખેલા પાણીનું, બીજું ગુસલ આબે કાફુરનું એટલે કાફુર નાખેલા પાણીનું ત્રીજું ગુસલ આબે ખાલાસનું એટલે ફકત પાણીનું.

સ.—બોરડીના પાંદડા કેટલા નાંખે?

જ.—ફકત નામ વાસતે થોડા પાંદડા ચોળીને નાખે.

સ.—કાફુર કેટલું નાંખે?

જ.—કાફુર ઘણુંજ થોડું નામ માટે નાખે.

સ.—પેહલે કયા પાણીથી ગુસલ આપે?

જ.—પેહલે બોરડીના પાંદડાના પાણીથી, પછી કાફુરના પાણીથી, પછી ખાલીસ પાણીથી.

સ.—મઈયીતને ગુસલ કોણ આપી શકે છે.

જ.—મેહરમ હોય તો એક બીજાને અદબથી એટલે બરાબર શરમની જગયા છુપાવીને ગુસલ આપી શકે છે, જેમકે ભાઈ બેન, મા દીકરો, બાપ દીકરી વીગેરે એક બીજાને ગુસલ આપી શકે છે, અને ખાવીંદ ઓરતને અને ઓરત ખાવીંદને ગુસલ આપી શકે છે; અને જે મેહરમ ન હોય તેઓ ઓરત ઓરતને અને મરદ મરદને ગુસલ આપી શકે છે.

સ.—બીજાની દીકરીને કોઈ મરદ ગુસલ આપી શકે કે નહીં?

જ.—ત્રણ વરસની અંદરની હોય તો આપી શકે છે.

સ.—બીજાના છોકરાને કોઈ ઓરત ગુસલ આપી શકે કે નહીં?

જ.—ત્રણ વરસની અંદરના છોકરાને આપી શકે છે.

સ.—જમાઈ સાસુને અને સાસુ જમાઈને ગુસલ આપી શકે કે નહીં?

જ.—આપી શકે છે; કારણ કે તેને હુરમત છે.

સ.—મઈયીત બળી ગયું હોય અથવા બીજી કોઈ જાતની બીમારી હોય કે ગુસલ આપવાથી મઈયીતના બદનની ચામડી અથવા ગોસ્ત ફાટી જતું હોય તો શું કરવું?

જ.—ત્રણે ગુસલના બદલામાં ત્રણ તયમમુમ આપવા

સ.—કોઈ જગયાએ મઈયીતને ગુસલ દેવા માટે પાણી ન મળતું હોય તો શું કરવું?

જ.—કોઈ રીતથી પાણી ન મળી શકતું હોય તો ત્રણે ગુસલના બદલામાં ત્રણ તયમમુમ આપવા.

સ.—ગુસલનું પાણી કેવું જોઈયે?

જ.—પાક પાણી જોઈએ, અને જે જે શરત વજુના પાણીમાં બયાન થઈ તે પરમાણે જોઈએ.

સ.—ગુસલ કેવી રીતે આપવા તે બયાન કરો.

જ.—ગુસલ આપવાવાળા નીયત કરે કે આ મઈયીતને ગુસલ આપું છું બોરડીના પાંદડાના પાણીનું ખુદાની ખુશી વાસ્તે; પછી પહલે માથું અને ગરદન કાન નાક વીગેરે બરાબર ચારે તરફ ધોવે અને બેહતર છે કે ખંભા સુધી ધોવે; પછી જમણી તરફનું અડધું બદન ગરદનથી તે હાથ પગ વાંસો વીગેરે પગના તળીયા સુધી ધોવે, અને ડુંટી અને શરમની જગયા તમામ ધોવે કે તેમાં અડધું ધોવું મુશકીલ છે; પછી તેજ પરમાણે ડાબી બાજુનું અડધું બદન ગરદનથી તે હાથ પેટ વાંસો વીગેરે પગના તળીયા સુધી ધોવે; અને શરમની જગયા અને ડુંટી તમામ ધોવે એ પરમાણે કરવાથી એક ગુસલ થયું; પણ મઈયીતના

બદનમાં કોઈ નજાસત પેશાબ વીગેરે હોય તો ગુસલ દેવાની પેહલા ધોઈ નાખે; અને પેહલું ગુસલ આપયા પછી તેજ પરમાણે કાફુરના પાણીના ગુસલ દેવાની નીયત કરીને કાફુરના પાણીનું ગુસલ આપે; પછી ત્રીજુ ગુસલ તેજ પરમાણે ખાલીસ પાણીના ગુસલની નીયત કરીને આપે; એ પરમાણે ત્રણ ગુસલ આપવાથી મઈયીત પાક થાય છે અને મઈયીતને ગુસલ આપતી વખતે પાક કપડું મૈયતની શરમની જગયા ઉપર ઢાંકી દીએ કે શરમની જગયા ઉપર નજર ન પડે અને બેહતર છે કે જે જે શખશ ગુસલ આપવામાં શરીક હોય તે તમામ નીયત કરતા જાય.

## ફસલ ચોથી હુંનુત યાને મઇયીતના બદન ને કાફુર લગાડવાંનુ બયાન.

સો.—હુંનુત કેને કહેછે?

જ.—મઈયીતને ગુસલ આપયા પછી સાત જગયા ઉપર કાફુર ચોળવાને કહેછે.

સો.—હુંનુત વાજીબ છે?

જ.—હા વાજીબ છે.

સો.—તે સાત ભાગ કયા છે?

જ.—પેશાની યાને કપાળ બેઈ હથેલી બેઈ ગોઠણ અને બેઇ પગના અંગુઠા.

સો.—કાફુર કેવું હોવું જોઇએ?

જ.—કાફુર પાક હોવું જોઇએ અને ખુશબો વાળું હોવું જોઇએ અને મુબાહ હોવું જોઇએ યાને બીજાનું રજા સીવાય ન હોવું જોઇએ અને આગને ચોંટે એવું જીણું કરવું જોઇએ.

## ફસલ પાંચમી મઇયીતને કફન પેરવાનું બયાન.

સો.—કફનનું કપડું મરદ અને ઓરત માટે કેવું હોવું જોઇએ.

જ.—બેઈ મારે એક શરત છે પેહલી શરત એ કે જીણુ ન જોઈએ કે બદન દેખાય અગર જાડુ કપડુ ન મળે તો જીણા કપડાને બેવડુ તેવડુ કરે કે બદન ન દેખાય બીજી શરત એ કે ગસબી ન હોય ત્રીજી શરત એકે ખાલીસ રેશમી ન હોય ચોથી શરત એ કે સોનેરી વણેલું ન હોય પાંચમી શરત એ કે પાક હોય નજીસ ન હોય છઠી શરત એ કે હરામ ગોશ જાનવરના વાળ અથવા ચામડાનું ન હોય સાતમી શરત એ કે ચટાઈ વીગેરેનું ન હોવું જોઈએ.

સ.—જરૂરતને વખતે નજીસ કફન આપવું જાયજ છે કે નહીં?

જ.—હા, પાક ન મળી શકે અથવા પાક ન કરી શકે તો જાયજ છે.

સ.—કફનની અંદર કેટલા કપડા વાજીબ છે?

જ.—ત્રણ કપડાં વાજીબ છે; લુંગી, અને પેરાણ અને ચાદર.

સ.—તે ત્રણે કપડાની હદ બયાન કરો?

જ.—લુંગી બેહતર છે કે છાતીથી તે બેઈ પગની પીંડલી સુધી પોંચી શકે એટલી પોહળી, અને ચારે તરફ બદન ઢંકાઈ શકે તેટલી લાંબી હોવી જોઈએ, અને વાજીબ એટલી છે કે લોક કહે કે લુંગી છે, અને પેરાણ બેહતર છે કે ખંભાથી તે પગની અડધી પીંડલી સુધી લાબું હોય, અને પોહળું એટલું હોય કે ચારે તરફ બદન ઢંકાઈ શકે, અને વાજીબ એટલું છે કે લોક કહે કે પેરાણ છે; અને ચાદર એટલી લાંબી હોય કે એક પાટ બીજા પાટ ઉપર આવે તો બસ છે, એ પરમાણે ત્રણ કપડા મરદ ઓરત નાના મોટા સરવે મારે વાજીબ છે.

સ.—મરદો મારે કફનમાં કઈ કઈ ચીજ સુન્નત છે?

જ.—અમામો, અને રાન પેચ.

સ.—ઓરતું ને મારે કફનમાં કઈ કઈ ચીજ સુન્નત છે?

જ.—સીનાં બંધ અને મકનો અને રાન પેચ.

## ફસલ છઠી મઇયીતની નમાજનું બયાન.

સ.—મઇયીતની નમાજ કેટલી ઉમરના મઇયીત ઉપર વાજીબ છે?

જ.—મરદ હોય યા ઓરત હોય છ વરસની અથવા તેથી વધારે ઉમરની મઇયીત હોય તો નમાજ વાજીબ છે.

સ.—મઇયીતની નમાજ પડનારને શું સવાબ છે?

જ.—જનાબે રસુલે ખુંદા સલલલલાહો અલય હે વઆલેહી વસલ્લેમે ફરમાવ્યું કે જે કોઇ મઇયીત ઉપર નમાજ પડે તો તેની મઇયીત ઉપર સીતેર હજાર ફીરસતા નમાજ પડશે, અને તેના તમામ ગુનાહ માફ ફરમાવશે અને તેની ઉપર જનેંત વાજીબ કરશે.

સ.—મઇયીતની નમાજ કેવી રીતે પડવી તે બયાન કરો?

જ.—મઇયીતને કીબલા તરફ આડું મુકવું એવી રીત કે આપણી સામું મઇયીત આડુ મુકેલું હોય તો તેનું માથું આપણા જમણા હાથ તરફ હોય, અને જનાજાની પાસે એવી રીતે ઉભું રહેવું કે હવાથી આપણા કપડાનો છેડો જનાજાને અડી શકે, પછી નીયત કરે કે નમાજ પડું છું આ મઇયીત ઉપર ખુંદાની ખુશી વાસ્તે, અને અલ્લાહો અકબર કહે પછી કહે અશ હદો અન લાઇલાહા ઇલલલલાહ વઅશહદો અંનં મોહંમંદર રસુલુલલાહ, પછી અલ્લાહોઅકબર કહે, પછી અલ્લા હુંમં સલ્લે અલા મોહંમંદ વઆલે મોહંમંદ કહે, પછી અલ્લાહો અકબર કહે, પછી અલ્લા હુંમ મગફીર લીલ મોઅમેનીન વલ મોઅમેનાત કહે પછી અલ્લાહો અકબર કહે પછી અલ્લા હુંમ મગફીરલે હાઝલ મઇયીત કહે, પછી અલ્લાહો અકબર કહે, કે મઇયીતની નમાજ ખલાસ થઇ.

સ.—બચ્ચાની મઇયીત હોય તો કેમ નમાજ પડે?

જ.—ઉપર લખ્યા મુજબ પડે પણ ચોથી વખત અલ્લાહો અકબર કીધા પછી અગર બચ્ચાના મા બાપ મોઅમીન હોય તો આ દોઆં પડે અલ્લા હુમ્મજ અલ હુા લેઆબવય હે વલના સલફન વ ફ્રોરોતન વ અજરા, પછી પાંચમી વખત અલ્લાહોઅકબર કહે કે નમાજ ખલાસ થઈ.

સ.—અગર બચ્ચાના મા બાપ મોઅમીન ન હોય તો શું કરે?

જ.—તે દોઆં ન પડે.

સ.—મઈયીતની નમાજ પડવા વાળાને માટે કઈ ચીજ સુન્નત છે?

જ.—નમાજ પડવા વાળાને માટે સુન્નત એ છે કે વજુ કરીને નમાજ પડે, અગર ગુસલની હાજત હોય તો ગુસલ કરીને નમાજ પડે, અગર તયમમુમ કરવાની જરૂરત હોય તો તયમમુમ કરીને નમાજ પડે.

સ.—મઈયીતની નમાજ વજુ અને ગુસલ સીવાય થઈ શકે છે?

જ.—હા, થઈ શકે છે.

સ.—મયતની નમાજ પડવા વાળાના કપડા અથવા બદન નજીસ હોય તો કેમ?

જ.—કાંઈ હરકત નથી.

## ફસલ સાતમી મઈયીતને દફન કરવાનું બયાન.

સ.—મઈયીતને કેટલું ઉંડું દફન કરવું વાજીબ છે?

જ.—એ પરમાણે દફન કરે કે મઈયીતની વાસ બહાર આવે નહીં, અને કોઈ જનાવર ખોદીને કાઢી શકે નહીં, અને કીબલા સામું મોહું કરીને દફન કરે, એવી રીતે કે જમણી બાજુ નીચે રહે.

સ.—દફન માટે સુન્નત કામ બયાન કરો?

જ.—સુન્નત કામ ઘણા છે જેમકે બુઝરક લોકોની કબર હોય તેની પાસે દફન કરે, અને ઓરતની મઈયીત દફન કરતી વખતે ઉપર ચાદર રાખે, પછી કબરમાં ઉતારે, અને કબર એવી રીતે પાટીઆ વીગેરે નાંખીને બનાવેકે મઈયીત કબરની અંદર બેસી શકે, અને દફન કરનાર ઉઘાડે પગે અને ઉઘાડે માથે કબરની અંદર ઉતરે, અને એ સીવાય બીજા ઘણા સુન્નત કામ છે જેમકે તલકીન પડવી વીગેરે.

ફસલ આઠમા મઈયીતની બાદ શું કરવું તેનું બયાન.

સ.—મઈયીતની બાદ શું કરવું?

જ.—મઈયીતની બાદ મઈયીતને માટે ઘણા નેક કામ કરવા, પણ બનતા સુધી તેના ઉપર જે જે વાજીબ હક ખુદા અથવા ઈનસાનના હોય તે અદા કરવા, તથા કરાવી લેવા, જેમકે તેની કજા નમાઝ અને કજા રોઝા હજ ખુમસ ફરજ વીગેરે જે જે બાબત હોય તે કરવી, તે સીવાય સુન્નત કામ તેને વાસ્તે કુરાન પડવું, સુન્નત નમાઝ પડવી, સદકો કરવો, આકા હુસેન અલયહીસ સલામની મજલીસ કરવી, ઈમામોની જીયારત કરાવવી, વીગેરે ઘણા સુન્નત કામ છે; અને મા બાપને માટે તો જરૂર કારે ખેર કરવા, કે તેઓનો ઘણો બે શુમાર હક છે; હદીસના અંદર છે કે મા બાપ નારાજ હશે તો તે ફરજંદ જન્નતની ખુશબો પણ સુંઘવા નહીં પામે, તે છતાં કે જન્નતની ખુશબો પાંચસો વરસના રસ્તાથી આવે છે; અને હદીસમાં છે જે મા બાપ જીવતા રાજી હોય, પણ તેઓ મરવા બાદ અગર કારે ખેર તેઓના માટે ન કરીયે તો તે નારાજ થઈ જાય છે; અને અગર મા બાપ નારાજ હોય, અને ગુજરી ગયા હોય, અને તેઓની બાદ કારે ખેર કરીયે તો તે રાજી થઈ જાય છે; માટે તેઓને વાસ્તે જરૂર કારે ખેર કરવું; અગર રાજી થઈને ગુજરી ગયા હોય તો પણ કરવું, કારણ કે ન કરવાથી નારાજ થઈ જાવાનો ખોફ છે, અગર નારાજ

થઈને ગુજરી ગયા હોય, તો જરૂર ફરજ છે કે તેઓના બાદ કારે ખેર કરે, કે તે રાજી થઈ જાય; અને તે કામ પૈસા શીવાય ન બને એમ નથી, બલકે જબાન અને હાથ પગથી પણ લાખો કરોડો નેકી થઈ શકે છે; જેમકે એક તસબીહે સલવાતનો પડે, અથવા લાઈલાહા ઇલ લલલાહની પડે તો લાખો કરોડો સવાબ છે, અને સલવાતનો સવાબ એટલો છે કે સાંભળવાથી દીલ બાગ બાગ થઈ જાય; ઇનશા અલ્લાહ ઉમેદ છે કે એક કીતાબ ખાસ સલવાતના સવાબમાં અને બીજા અજકારના સવાબમાં લખીશ, અને કોઈ બીરાદરે મોઅમીન અજરૂએ સવાબ છપાવશે, તો મોઅમેનીનની નજરમાં ગુજરેથી માલુમ પડશે. તો મતલબ એ કે કોઈ તરાહથી બી સલવાત અથવા કલમા અથવા ફાતેહા વીગેરે પડી પડીને મઈય-તની રૂહને બક્ષી આપીએ તો ખુદા તેને ઘણે દરજજે વધારીને સવાબ મોકલે છે; અને પડનારને પણ ઘણો સવાબ થાય છે; બાજે વખત અગર મઈયતને અજાબ થતો હોય તો ઓછો થઈ જાય છે બલકે કોઈ એવું કારે ખેર કરયું હોય કે તેના સબબથી મઈયત ઉપરથી તમામ અજાબ દુર થઈ જાય છે, એ બીરાદર આપણને પણ મરવું બરહક છે, તેમાં કાંઈ શક નથી, માટે આપણે પોતાની હયાતીમાં કારે ખેર અને અહકામે વાજીબ કરીને ખુદાને આપણાથી રાજી કરીને આએ ફાની દુની-આમાંથી ગુજરી જાઈએ તો ઘણું સારૂં છે; કારણ કે મરવા બાદ કોઈ અમલ થઈ શકતો નથી, ફકત પછવાડેથી બીજું કોઈ કારે ખેર કરે અને ખુદા કબુલ કરે તો સવાબ મળે, અને સુન્નત છે કે જેનું કોઈ ગુજરી ગયું હોય તેને દીલાસો આપવો, સબરના કલમા કહેવા, કે તેમાં ઘણો સવાબ છે, અને મઈયતની બુરાઈઓ હરગીજ બયાન કરવી નહીં, અને સુન્નત છે કે પાડોશી લોક ત્રણ દીવસ સુધી સાહેબે મુસીબત વાસ્તે ખાવાનું લઈ જાય, અને ત્રણ દીવસથી વધારે ગમ કરે નહીં, પણ ઓરત વાસ્તે

ધણી ગુજરી ગયો હોય તો ચાર મહીના અને દસ દીવસ સુધી સોગ રાખે, કે સારા સારા કપડા અને સણગાર કરે નહીં; અને જુમ્મા અને જુમે રાતને દીવસે મોઅમીનની કબરો ઉપર ફાતેહા પડવા જાવું ઘણો સવાબ છે; અને હદીસમાં વારીદ છે કે છ ચીજ મોઅમીનને ગુજરી ગયા બાદ કામ આવેછે, પહેલી એ જે એના ફરજંદ તેને વાસ્તે ઇસતીગફાર કરે યાને ખુદા પાસે બક્ષીશની દોઆ કરે, બીજી એ જે કુરાને શરીફ યા બીજી કોઈ ઇલમે દીનની કીતાબ મુકી જાય, અને બાદ લોક એને પડે, ત્રીજી એજે કોઈ ઝાડ વાવ્યું હોય અને લોકોને તેનાથી ફાયદા પોંહાચે ચોથી એજે પાણીની નહેર ખોદાવે, પાંચમી એજે કુવો ખોદાવે, કે તેનાથી લોકો ને ફાયદા પોંહચે, છઠી એજે કોઈ ચીજ એવી મુકરર કરી જાય કે તેના સબબથી ખલકને ફેજ પોંહચે. અને હીદાયત હાંસીલ થાય, જેમકે કોઈ કીતાબ ઇલમે દીનની બાબતમાં લખીને મુકીને જાય, કે તેનાથી ખલકને ફાયદા પોંહચે.

# મીફતાહ ચોથી તેની અંદર ચોવીસ ફસલ છે.

## ફસલ પેહલી નમાજ પડવાના સવાબ તથા ન પડવાના અજાબનું બયાન.

સ.—નમાજ પડવામાં કેટલો સવાબ છે?

જ.—નમાજ પડવાનો સવાબ એટલો છે કે બયાન કરવાની તાકાદ નથી, હદીસમાં છે કે એક નમાજ હજાર હજથી બહેતર છે; અને એક હજ તમામ દુનીઆથી અને દુનીઆની અંદરની નીઆમતુ વીગેરેથી બહેતર છે, અને તમામે ઇબાદતમાં નમાજ અફઝલ છે, અને નમાજના સબબથી બીજી ઇબાદતો કબુલ થાય છે વીગેરે બેહદ સવાબ છે.

સ.—નમાજ નહીં પડવામાં કેટલા ગુનાહ છે?

જ.—નમાજ નહીં પડવામાં ઘણા મોટા ગુનાહ છે એટલું સમજવું ઈનસાનને બસ છે કે ખુંદાવનદેકરીમે આપણને તેની ઈબાદત માટે પેદા કરયા છે,, અને ઇબાદતમાં પેહેલે નમાજ છે, તો તે નમાજ નહીં પડીએ તો કેટલા સખત ગુનાહ હોવા જોઈએ હદીસમાં છે કે જે નમાજને હલકી કરશે; તે હોજે. કોસરથી અને એહલે બએતની શફાઅતથી મેહરૂમ રહેશે.

સ.—નમાજનો ઇનકાર કરે તે શું હુકમ રાખેછે?

જ.—જે મુસલમાન ખુંદાના હુકમનો ઈનકાર કરે જેમ કે નમાજ, રોજા, હંજ વીગેરે તો તે કાફર અને નાપાક છે.

સ.—કોઈ દીનના અહકામની મશકરી કરે તો શું હુકમ રાખે છે?

જ.—જાણીને દીનના અહકામ વાજીબ અથવા સુનંતની મસકરી કરીને હતકે હુરમત કરે તે ઈસલામથી બાહેર થઈ જાય છે, અને તેની ઓરત તેના નીકાહથી બાહેર થઈ જાય છે, અને તેનો માલ તેના વારીસનો થઈ જાયછે વીગેરે ઘણા નુકસાન થાય છે.

## ફસલ બીજી વાજીબ નમાજનું બયાન.

સ.—કેટલી નમાજ વાજીબ છે?

જ.—હમેશા રાત દીવસમાં પાંચ વખત નમાજ વાજીબ છે, અને જુમાની અને રોજા ઈદ અને બકરી ઈદની અને તવાફ અને માનતાની અને અહદની અને કસમની અને મઈયીતની અને બાપની અને આયાત યાને ચંદ્ર ગ્રહણ અને સુરજ ગ્રહણ અને જમીન હલે વીગેરે અને એહતીયાતની કે હરએક નમાજ તેની શરતું પરમાણે વાજીબ થાય છે; જેમકે કેટલીક નમાજનો ખુલાસો આગળ આવશે.

## ફસલ ત્રીજી નમાજના નામ તથા વખતનું બયાન.

સ.—હમેશા પાંચ વખતની નમાજના નામ બતાવો?

જ.—સુબહ, જોહર, અસર, મગરીબ, અને ઈશા.

સ.—પાંચ વખતની નમાજની રકાતુ અને વખતનું બયાન કરો?

જ.—શુબહની રકાત બે છે, અને તેનો વખત શુબહ સાદીકથી તે સુરજ નીકળ્યા સુધી છે; અને જોહરની નમાજ ચાર રકાત છે, અને તેનો વખત સુરજ આસમાનના વચલા ભાગમાંથી ઢલયાથી શુરૂ થાય છે; અને મગરીબ થવાને પાંચ રકાત નમાજ પડે એટલો વખત રહે ત્યાંસુધી જોહરનો વખત છે; અને અસરની નમાજનો વખત જોહરની નમાજનો વખત થયે ચાર રકાત પડેએટલો વખત ગુજરે તે વખતથી થાય છે; અને મગરીબને એક રકાત નમાજનો વખત બાકી રહે ત્યાં સુધી અસરની નમાજનો વખતછે, અને અસરની નમાજ ચાર રકાતછે, અને મગરીબની નમાજ ત્રણ રકાત છે, અને તેનો વખત સુરજ શરા મુજબ આથમયા પછી શુરૂ થાય છે, અને અડધી રાતને પાંચ રકાતનો વખત બાકી હોય ત્યાંસુધી મગરીબની નમાજનો વખત છે, અને ઈશાની નમાજ ચાર રકાત છે, તેનો વખત મગરીબની નમાજના વખતને ત્રણ રકાત પડે એટલો વખત થયો હોય તે વખતે ઈશાનો વખત શુરૂ થાય છે, અને અડધીરાતને એક રકાત નમાજ પડે, એટલો વખત બાકી હોય ત્યાંસુધી ઈશાની નમાજ પડી શકે છે.

સ.—શુબહો સાદીક કઈ વખતે થાય છે?

જ.—સવાર થવાની પેહલા ઉગમણ તરફથી એક સુફેદી આસમાનના કીનારાના અંદરથી નીકળે છે, અને તે સુફેદી ફેલાઈ જાયકે અંજવાળું થઈ જાય છે, તે સુફેદી નીકળવાને શુબહો સાદીક કહે છે.

સ.—સુરજ શરા મુજબ કઈ વખતે આથમે છે?

જ.—નજરની સામેથી સુરજ ગુરૂબ થઇ જાય પછી ઉગમણુ તરફ રતાશ નીકલે છે, તે રતાશ નીચેથી તે આસમાનની વચલી હદ સુધીમાં બદલાઈને કાળું થઈ જાય, તે વખતે મગરીબ થાય છે.

સ.—અવલ વખતમાં નમાજ પડવી, અને આખર વખતમાં નમાજ પડવી તેમાં કાંઈ સવાબમાં ફેર છે કે નહીં?

જ.—અલ્લાહો અકબર અવલ વખતમાં અને આખર વખતમાં ઘણો ફરક છે; અને અવલ વખત નમાજ પડવાની ઘણી તાકીદ અને ફજીલત છે; જેમકે જનાબે ઇમામે જાઅફરે સાદીક અલએહીસ સલામે ફરમાવ્યું કે જેટલી ફજીલત આખેરતની દુનિઆ ઉપર છે, તેટલી અવલ વખતની છે; અને અવલ વખતમાં નમાજ પડવાનો સવાબ બીજી હદીસોમાં ઘણો વારીદ થયેલો છે; તો અફઝલ એ છે કે જે નમાજનો વખત થાય કે તરત જેમ બને તેમ નમાજ પડે.

સ.—નમાજનો વખત ગુજરી જાય તો પછી પડવી કે નહીં?

જ.—વખત સર નમાજ પડવાને અદા કહે છે, અને વખત ગુજરી ગયા બાદ તે નમાજ કજા થઈ કહેવાય છે, તો જેટલી કજા નમાજો થઈ હોય જેટલી બની શકે હમેશા પડયા કરે, અને કજા નમાજ વાસ્તે કોઈ વખત મુકર્રર નથી, જયારે જોઈએ ત્યારે પડયા કરે, પણ નમાજ કજા કરવામાં બે હદ અજાબ વારીદ થયેલો છે, માટે કદી નમાજ કજા કરવી નહીં.

## ફસલ ચોથી મુકદ્દેમાત યાને નમાજ પડવાની પહેલા કઇ કઇ ચીજ જોઇએ તેનું બયાન.

સ.—નમાજ પડવાની પેહલા કઈ કઈ ચીજ જોઈએ તે બતાવો?

જ.—નમાજ પડવાની પેહલા છ ચીજની તજવીજ રાખવી વાજીબ છે, પેહલી તહારત યાને વઝુ અને ગુસલ અને તયમ્મુમ, જેની જરૂરત હોય તે કરવું વાજીબ છે; બીજું સતરે અવરતએન યાને મરદોને માટે આગળ પાછળ શરમની જગયા નમાજ પડતી વખતે છુપાવવા વાજીબ છે, અને ઓરતુને માટે તમામ બદન છુપાવવું વાજીબ છે; પણ હાથ અને પગના કાંડા અને મોઢાનો ચેહરો ફકત ખુલો હોય તો નમાજ પડી શકે છે; પણ તે પણ છુપાવવું બેહતર છે; ત્રીજું તમામ બદન અને કપડાથી નજાસતનું દુર કરવું માથાથી તે પગના તળીયા સુધી, ચોથું જે નમાજ પડે તેનો વખત થવો જોઈએ, પાચમુ નમાજ પડવાની જગયા મુબાહ હોવી જોઈએ એટલે બીજાની રજા શિવાય નહોવી જોઈએ, છઠું કીબલા સામું ઉભા રહીને નમાજ પડવી જોઈએ.

સ.—બારીક કપડું પેરીને ઘરમાં નમાજ પડે તો કેમછે?

જ.—મરદો માટે શરમની જગયા દેખાતી હોય તો નમાજ બાતીલ છે, અને ઓરતુ માટે કોઈપણ અંગનો ભાગ હાથ પગના કાંડા અને ચેહરા સીવાય કાન નાક વીગેરે કાંઈ પણ દેખાયતો નમાજ બાતીલ છે.

સ.—ઓરતુને નમાજ પડતી વખતે માથાના વાળ દેખાતા હોય તો કેમ?

જ.—નમાજ બાતીલ છે.

સ.—અંધારી કોટડીમાં અંગ છુપાવવું વાજીબ છે?

જ.—હા નમાજ વાસતે અંધારૂં અજવાળુ એકજ હુકમ રાખે છે.

સ.—નમાજ પડવાવાળાના અંગ અથવા કપડાને લોહી લાગેલું હોય તો નમાજ પડી શકે કે નહીં?

જ.—દીરહમે બગલી જેટલું અથવા તેથી ઓછું હોય તો નમાજ પડી શકે છે.

સ.—હીરહમે બગલી કેટલા ભાગને કહે છે?

જ.—હાથના અંગુઠાના જીવતા નખ જેટલું કહીએ તો હરકત નથી.

સ.—તે લોહી કોનુ કોનુ માફ છે?

જ.—કોઇનું પણ લોહી હોય પોતાનું અથવા બીજાનું અથવા હેવાનનું પણ સાત લોહી ન હોવા જોઈએ કે તે જરા પણ માફ નથી.

સ.—તે સાત લોહી કયા કયા છે?

જ.—કુતરાનું અને સુવરનું અને કાફર મુશરીકનું, હેઝનું, નીફાસનું એહતીયાતન ઈસતેહાઝાનું, અને ત્રણે ગુસલ દેવાની પેહલા મઈયીતનું.

સ.—ગુમડાનું લોહી કપડાને અથવા અંગને કેટલું લાગેલું હોય ત્યાં સુધી માફ છે?

જ.—જોઈએ તેટલું હોય, જ્યાં સુધી ગુમડુ અથવા જખમ સારૂ ન થાય ત્યાં સુધી માફ છે.

## ફસલ પાંચમી નમાજ પડવાવાલાના કાપડનું બયાન.

સ.—નમાજ પડવા વાળાના કપડા કેવા હોવા જોઈએ?

જ.—નમાજ પડવા વાળાના કપડા પાક હોવા જોઈએ, અને મુબાહ હોવા જોઈએ, યાને બીજાના તેની રજા સીવાય ન હોવા જોઈએ, અને મુશતબે ગસબી અને મુસતબે નજીસની સાથે ન હોવા જોઈએ, અને હરામ ગોસ જનાવર જેને કાપવાથી લોહીની ધાર ઉડતી હોય, એવા હેવાનના ચામડા અથવા વાળના કપડા ન હોવા જોઈએ, અને નમાજ પડવા વાળાના કપડાને અથવા અંગ ઉપર કાંઈ પણ હરામ ગોસ જાનવર જેના કાપવાથી લોહી ઉડતું હોય, તેના અંગનો કાંઈ પણ ભાગ વળગેલો હોવો ન જોઈએ; અને મરદોને માટે ખાલીસ રેશમી અને સોનેરી વણેલા, કપડા નહોવા જોઈએ

સ.—મરદોને માટે રેશમી કપડું નમાજ સીવાય પહેરવું કેમ છે?

જ.—હરામ છે.

સ.—સોનાનો દાગીનો કડુ વીંટી વીગેરે નમાજમાં અથવા અમથું મરદોને માટે પહેરવું કેમ છે?

જ.—હરામ છે અને નમાજમાં પેહરેતો નમાજ બાતીલ છે.

સ.—ઓરતુ અને મરદોને માટે હાથી દાંતની કાંઈ પણ જીણસ પહેરવી કેમ છે?

જ.—નમાજમાં પહેરવાથી નમાજ બાતીલ છે; કારણ કે તે હરામ ગોસ જાનવરનો ભાગ છે, અને નમાજ સીવાય અમથું પહેરવું હરકત નથી.

સ.—નમાજ પડવાવાળાના ખીસામાં રેશમી રૂમાલ અથવા રેશમી કપડું અથવા કોઈ નજીસ રૂમાલ અથવા નજીસ કપડુ અથવા સોનુ અથવા સોનાનો દાગીનો હોય તો નમાજ સહી છે કે નહીં?

જ.—આ તમામ બાબતમાં નમાજ સહી છે, પણ નજીસ કપડું અથવા નજીસ ચીજ હોય તે સુકી હોવી જોઈએ, એટલા માટે કે નમાજ પડવા વાળાનું કપડું અથવા અંગ નજીસ થાય નહીં.

સ.—જે બાબતમાં જેમકે નમાજની જગયા અને વજુનું પાણી અને નમાજના કપડા વગીરેની રજા માટે ઘણી તાકીદી છે, પણ આપણને દીલમાં ખાતરી હોય કે તે શખસ રાજી છે, તો પછી સાફ રજા લેવાની જરૂર છે કે નહીં?

જ.—રાજી છે એવી ખાતરી હોય તો રજા લેવાની જરૂર નથી.

# ફસલ છઠી અજાંન અને એકામાહના સવાબ તથા રીતનું બયાન.

સ.—અજાંન અને એકામાહમાં કેટલો સવાબ છે?

જ.—ઘણો સવાબ વારીદ થયેલો છે; અને નમાજની પહેલાં અજાન અને એકામાહ કહેવાની ઘણી તાકીદી વારીદ થઈ છે, અને અજાન કરતાં એકામાહનીતો બહુજ તાકીદ છે, હજરત ઈમામ જાફર સાદેક અલેહીસ સલામે ફરમાવ્યું કે અજાન અને એકામાહ કહીને નમાજ પડે તો બે સફ ફીરસતાની તેની પછવાડે નમાજ પડે છે, અને અગર ફકત એકામાહ કહીને નમાજ પડેતો તેની પછવાડે એક સફ ફીરસતાની નમાજ પડે છે, અને તે સફ એટલી લાંબી હોય કે ઉગમણથી આથમણ જેટલી, અને જે કોઈ અજાન આપીને નમાજ પડે તે બેહીસતમાં સહીદની સાથે રહેશે, અને જનાબે રસુલે ખુંદા સલલલલાહો અલયહે વ આલેહી વ સલમે ફરમાવ્યું કે જે કોઈ ફકત ખાસ ખુંદાની ખુશી વાસ્તે અજાન કહે, તો ખુંદા વનદે કરીમ તેને ચાલીસ હજાર સહીદનો અને ચાલીસ હજારનો સીદીકનો, સવાબ આપશે, અને અજાન દેવાવાળો માઅરેફતથી અશહદો અન લાઈલાહા ઈલલલલાહ કહે તો તેને વાસ્તે સીતેર હજાર ફીરસતાહ ઈસતીગફાર કરે છે, અને કયામતને દીવસે ખુંદા વનદે કરીમના અરસના સાયાની નીચે તમામ ખલાયકનો હીસાબ થઇ રહેશે ત્યાં સુધી રહેશે; વીગેરે ઘણો સવાબ વારીદ થયો છે.

સ.—હમેશા પાંચ વખતની નમાજ સીવાય વાજીબ અથવા સુંનંત નમાજ માટે અજાન અને એકામાહ કહેવામાં સવાબ છે કે નહીં?

જ.—હમેશા પાંચ વખતની નમાજ અદા અથવા કજા અને જુમ્માની નમાજ સીવાય બીજી કોઈ પણ નમાજ વાસ્તે અજાન કહેવી હરામ છે.

સ.—અજાન અને એકામાહ કેવી રીતે કહેવી?

જ.—પહેલે ચાર વખત અલ્લાહો અકબર કહે, પછી બે વખત અશહદો અન લાઈલાહા ઈલલલલાહ કહે, પછી બે વખત અશહદો અન્ન મોહમ્મદર રસુલુલલાહ કહે, પછી બે વખત અશહદો અન્ન અલીયુન હુજ્જતુલ લાહ કહે, પછી બે વખત હૈયા અલસ્સલાહ કહે, પછી બે વખત હૈયા અલલફલાહ કહે, પછી બે વખત હૈયા અલા ખયરીલ અમલ કહે, પછી બે વખત અલ્લાહો અકબર કહે, પછી બે વખત લાઈલાહા ઈલલલલાહ કહે; એ પરમાણે કહેવાથી અજાન પુરી થઈ; અને અજાન પુરી થવા બાદ જરા ઠેરીને અથવા જરા બેસીને અથવા સીજદો કરીને અથવા ફકત સુબહાન અલ્લાહ અથવા અલહમદો લીલલાહ કહીને એકામાહ કહે તો સવાબ છે; અને એકામાહ અજાનની માફક કહે, પણ એટલો ફરક છે કે પહેલે બે વખત અલ્લાહો અકબર કહે, અને હૈયા અલા ખેરીલ અમલ કહેવાનો બાદ બે વખત કદ કામતેસ સલાહ કહે અને આખીરમાં ફકત એક વખત લાઈલાહા ઈલ લલલાહ કહે તો એકામાહ પુરી થાય છે.

## ફસલ સાતમી નમાજની રીતનુ બયાન.

સ.—નમાજની રીત બયાન કરો?

જ.—નમાજની રીત એમ છે કે પહેલે સુનંત છે કે અજાન, એકામાહ કહે, પછી છ વખત અલ્લાહો અકબર કહે, પછી વાજીબ છે કે કીબલા સામું બરાબર સીધો ઉભો રહીને જે નમાજ પડવી હોય તેની નીયંત કર્યા પછી અલ્લાહો અકબર કહે, પછી અલહમદોની સુરાહ પડે, પછી કુલહો વલ્લાહની સુરાહ અથવા બીજી કોઈ સુરાહ જે પડવી જાયજ હોય તે પડે, પછી અલ્લાહો અકબર કહીને રૂકુઅ કરે એટલે બેઈ હથેલી ગોઠણ સુધી પોંચે એટલું નમે, પછી રૂકુઅનુ જીકર પડે, પછી સીધો ઉભો થાય, અને સામે અલ્લાહો લેમન હમેદાહ કહીને, સીજદામાં

જાય, અને સીજદામાં સીજદાનો જીકર પડે, પછી બેઠો થાય, પછી ઇસતીગફાર પડીને બીજો સીજદો કરે, અને તેમાં પણ જીકર પડે, પછી બીજા સીજદામાંથી ઉઠે, અને ઉભો થાય તો તે એક રકાત થઈ અને બીજી રકાત સારૂ ઉભો થયો, તે બીજી રકાતમાં અલહમદો અને બીજી કોઈ સુરાહ પડીને બેઈ હાથ ઊંચા કરીને દોઆંએ કુનુત પડે, પછી રૂકુ કરે, પછી બેઈ સીજદા કરે, પછી બેસીને તશાહુદ પડે, અને બે રકાતી નમાજ હોય તો તશાહુદની બાદ વાજીબ સલામ પડે, કે નમાજ તમામથઈ રહી; અગર ત્રણ રકાતી નમાજ હોય તો તશાહુદની બાદ સલામ પડે નહીં, અને ઉભો થાય અને ત્રીજી રકાતમાં જોઈએ તો ફકત અલહમદોની સુરાહ પડે, અથવા તસબીહાતે અરબાઅં ત્રણ વખત પડે, પછી રૂકુઅં કરી બેઈ સીજદા તમામ કરી તશાહુદ પડીને સલામ પડે, અગર ચાર રકાતી નમાજ હોય તો ત્રીજી રકાતના બેઈ સીજદા પુરા થવા બાદ ઉભો થઈ ત્રીજી રકાતની માફક ચોથી રકાત પડે, અને ચોથી રકાતના બેઈ સીજદા પુરા થવા પછી તશાહુદ અને સલામ પડે, કે નમાજ તમામ થઈ.

સ.—અલહંમદોની બાદ કઈ સુરાહ પડવી જોઈએ?

જ.—જે સુરાહમાં કે સીજદો વાજીબ ન હોય તે સુરાહ વાજીબ નમાજમાં પડે; અને તે ચાર સુરાહ છે અને બીજી ચાર સુરાહ એવી છે કે તે પડે તો બએ સાથે પડવા જોઈએ અને એવી મોટી સુરાહ ન પડે કે નમાજનો વખત જાતો રહે.

સ.—અલહંમદોની બાદ કયા સુરાહમાં વધારે સવાબ છે?

જ.—હદીસોમાં કુલહો વલ્લાહની સુરાહ પડવાની ઘણી તાકીદ અને તેનો સવાબ પણ ઘણો જોવામાં આવ્યો છે.

સ.—અલહંમદો અને બીજી કોઈ સુરાહ બીસમા-હલાહ સીવાય પડાય કે નહીં?

જ.—પડાય નહીં.

## ફસલ આઠમી નમાજની અંદર પડવાની ચીજો કેવી રીતે પડાય તેનું બયાન.

સ.—અલહમદો અને કુલહો વલ્લાહની સુરાહ કેવી રીત પડવી?

જ.—નીચે મુજબ પડે.

બીસમીલ્લા હીર રહેમા નીરરહીમ.

"અલહંમદો લીલ્લાહે રબ્બીલ આલમીન અર રહેમા નીર રહીમ માલેકે યવ મીદ દીન ઈય્યાકા નઅબોદો વઈય્યાકા નસતઈન એહદેનસ સેરાતલ મુસતકીમ સેરાતલ લઝીના અન અમતા અલયહીમ ગયરીલ મગઝુબે અલય હીમ વલઝ ઝા લ્લીન."

બીસમીલ્લાહીર રહેમા નીર રહીમ.

"કુલહો વલ્લાહો અહદ અલ્લાહુસ સમદ લમ ય લીદ વલમ યુ લદ વલમ યકુન લાહુ કોફોવન અહદ."

સ.—રૂકુનું જીકર કેમ પડવું?

જ.—"સુબહાનલ્લાહ" ત્રણ વખત, અથવા "સુબહાન રબ્બેયલ અઝીમે વબે હંમદેહ" એક વખત પડે

સ.—સીજદાનો જીકર કેમ પડવો?

જ.—"સુબહાનલ્લાહ" ત્રણ વખત અથવા "સુબહાન રબ્બેયલ અઅલાવબેહમદેહ" એક વખત.

સ.—રૂકુઅની બાદ ઉભા થઈને શું પડવું?

જ.—"સમેઅલ્લાહો લેમન હમેદહ" કહીને "અલ્લાહો અકબર" કહીને સીજદામાં જાય.

સ.—પહેલા સીજદાની બાદ બેસીને ઈસતીગફાર કેમ પડે?

જ.—"અસતગં ફેરૂલ્લાહો રબ્બીવઅતુબો એલયહ" પડવું.

સ.—બીજી અથવા ત્રીજી અથવા ચોથી રકાત માટે ઉભા થાતી વખતે શું પડવું?

જ.—"બેહૅવ લીલ્લાહે વ કુંવ વતેહી અકુંમો વ અકઉદ" પડતા પડતા ઉભું થાવું.

સ.—બીજી રકાતમાં દોઆએ કુંનત કેમ પડવી?

જ.—"રબ્બના આતેના ફીદ દુન્યા હસનતન વફીલ આખેરતે હસનતન વકેના અઝાબન્નાર" આ કુરઆનની આયત પડે તો પણ સવાબ છે.

સ.—તશાહુદ કેમ પડવું?

જ.—"અશહદો અન લાઈલાહા ઈલલલલાહો વહ્દહુ લા શરીકા લહુ, વ અશહદો અના મોહંમદન અબદોહુ વ રસુલોહુ, અલ્લાહુમ્મ સલ્લેઅલા મોહંમદ વ આલે મોહંમદ," એ પરમાણે પડે.

સ.—સલામ કેવી રીતે પડાય?

જ.—સલામ ત્રણ છે પહેલી સલામ સુન્નત છે, અને બીજા બે સલામની અંદરથી એક પડે તો પણ બસ છે; તે ત્રણ સલામ નીચે મુજબ છે. "અસ સલામો અલયકા અઈયોહન નબીયો વ રહેમ તુલ્લાહે વ બરકાતોહુ" બીજો સલામ અસ સલામો અલયના વઅલા ઈબાદીલ્લા હીસ સાલે હીન" ત્રીજો સલામ "અસ સલામો અલયકુમ વરહેમ તુલ્લાહે વ બરકાતોહુ."

સ.—તસબીહાતે અરબાઅ કેમ પડે?

જ.—"સુબહાનલ્લાહે વલહંમદો લીલ્લાહે વલા-ઈલાહા ઈલલલલાહો વલ્લાહો અકબર" એ એક તસ-બીહાતે અરબાઅ થઈ.

સ.—રૂકુઅ કેમ કરે?

જ.—બેઈ હાથ ગોઠણ પોંહચે એટલું નમે, પછી ઠેરીને રૂકુનું જીકર પડે તે બરાબર પડી રહયા પછી સીધો ઉભો થાય.

સ.—સીજદો કેવી રીતે કરે?

જ.—સીજદાની અંદર સાત ભાગ નીચે રાખવા વાજીબ છે, એક પેશાની એટલે કપાળ, અને બેઈ હથેળી, બેઈ ગોઠણ, અને બેઈ પગના અંગુઠા એ સાત ભાગ બરાબર નીચે રાખે; પછી જરા ઠેરીને સીજદાનો જીકર પડે, અને બરાબર જીકર પડી રહયા બાદ બેઠો થાય.

સ.—તમામ ચીજુ નમાજમાં સહી પડવી વાજીબ છે?

જ.—હા, સહી પડવી વાજીબ છે; અને નમાજની કરેઅત બરાબર સહી કરીને પડવી જોઈએ; તે કોઈ જાણવા વાળાને સંભળાવે અને સહી કરીને પડે.

## ફસલ નવમી સીજદો કઇ કઇ ચીજ ઉપર થઇ શકે છે તેનું બયાન.

સ.—સીજદામાં પેશાની કઇ ચીજ ઉપર રાખે?

જ.—જે ચીજ કે ખાવા પીવાની અને પહેરવા ઓઢવાની અને ધાતુ વીગેરે જેમકે કાચ, લોહું, તાંબુ વીગેરે તે સીવાય બાજી ચીજો ઉપર રાખે જેમકે જમીન પથર લાકુડ પાંદડુ વીગેરે.

સ.—કાગળ ઉપર સીજદો થાય કે નહીં?

જ.—હા થઈ શકે છે.

સ.—લખેલા કાગળ ઉપર સીજદો થઈ શકે છે કે નહીં?

જ.—લખેલું ન હોય તેના ઉપર સીજદો કરે.

સ.—નાગર વેલના પાન ઉપર સીજદો થાય કે નહીં?

જ.—તે ખાવાની ચીજ છે માટે થાય નહીં.

સ.—નજીસ ચીજ ઉપર સીજદો થાય કે નહીં?

જ.—થાય નહીં.

સ.—નમાજ પડવાની જગયા નજીસ હોય અને સુકી હોય તો ત્યાં નમાજ પડી શકે કે નહીં ?

જ.—પડી શકે છે પણ સીજદો કરવાની જગ્યા પાક હોવી જોઈએ.

સ.—સીજદો કઇ ચીજ ઉપર કરવો અફઝલ અને બહુ સવાબ રાખે છે ?

જ.—ખાકે શફા ઉપર કે તે આકાહુસેન અલેહીસ સલ્લામની તુરબતને કહે છે અને તેના ઉપર સીજદો કરવાનો ઘણો સવાબ છે; અને ખાકે શફા પાસે રાખવાનો પણ ઘણો સવાબ છે અને તેની બરકતથી બલા દુર થાયછે.

## ફેસલ દસમી નમાજમાં કઇ કઇ ચીજ અવાજથી પડવી વીગેરેનું બયાન.

સ.—નમાજની અંદર કઈ કઇ ચીજ આવાંજથી પડવી અને કઇ કઈ ચીજ આસતે પડવી ?

જ.—શુબહ, મગરીબ અને ઈશા એ ત્રણ નીમાજમાં પેહલી બબે રકાતમાં અલહુંમદ અને બીજી સુરાહ પડે તે આવાજથી પડવી વાજીબ છે; અને જોહરની અને અસરની ચારે રકાતમાં અલહુમદો અને બીજી સુરાહ આસતે પડવી વાજીબ છે; અને મગરીબની ત્રીજી અને ઈશાની ત્રીજી અને ચોથી રકાતમાં તસબીહાંતેઅરબાએં અથવા અલહુમદોની સુરાહ આસતે પડવી વાજીબ છે; અને બાકીનું જે કાંઈ પડવાનું છે તે સરવેમાં અખતીયાર છે જોઈએ તો આહીસતા અથવા આવાજથી પડે.

સ.—ઉપલી બાબતમાં ઓરત માટે શું હુકમ છે ?

જ.—ઓરત માટે જે આવાજથી પડવાનું છે તે ના મેહરમ સાંભળતો હોય તો આહીસતા પડે; અને નામહેરમ ન સાંભળ તો હોય તો જે ચીજ કે આવાજથી પડવાનો હુકમ છે તેમાં અખતીયાર છે જોઈએ તો આવાજથી અથવા આહીસતા પડે.

સ.—જોહર તથા અસરની નમાજની અંદર પેહલી બેરકાતમાં અલહંમદો તથા કુલહોવલાહની બીસમીલ્લાહ કેવી અને પડવી બેહતર છે ?

જ.—આવાજથી પડવામાં સવાબ છે.

સ.—રૂકુઅં અને સીજદામાં સલવાત પડવી કેવી છે ?

જ.—સવાબ છે.

સ.—વાજીબ નીમાજ બેઠા બેઠા પડાય કે નહીં !

જ.— વાજીબ નીમાજ કોઈ કારણ સીવાય બેઠા બેઠા પડવી દુરસ્ત નથી; અગર કોઈ રીતથી પણ ઉભો રહી ન શકે તો ટેકો આપે અગર તે પણ ન બની શકે તો બેસીને પડે અગર તેમ પણ કોઈ રીતથી ન બને તો સુતા સુતા પડે.

સ.—સુન્નત નમાજ બેઠા બેઠા પડી શકાય કે નહીં?

જ.—હા પડી શકે છે.

સ.—સુન્નત નમાજમાં અલહંમદો બાદ બીજી કોઈ સુરાહ ન પડે તો જાયજ છે કે નહીં ?

જ.—હા જાયજ છે.

સ.—હમેશા પાંચ વખતની નીમાજ સીવાય બીજી કોઈ વાજીબ અથવા સુન્નત નીમાજમાં આવાજથી અને આહીસતા પડવું વાજીબ છે કે નહીં ?

જ.—હમેશ પાંચ વખતની નીમાજ અદા અને કજા સીવાય બીજી તમામ નમાજમાં અખતીયાર છે જોઈએ તો આવાજથી અથવા આહીસતા પડે.

## ફસલ અગીયારમી વાજીબાતે નમાજ યાને નમાજમા કેટલી ચીજ વાજીબ છે તુનં બયાન.

સ.—નમાજની અંદર કેટલી ચીજ વાજીબ છે ?

જ.—બાર ચીજ છે પહેલું કયામ યાને સીધુ ઉભુ રહેવું, બીજું નીયત યાને જે નમાજ પડવા ચાહતો

હોય તેની નીયત દીલમાં રાખે, ત્રીજુ તકબીરતુલ એહરામ યાને નીયતની બાદ અલ્લાહો અકબર કહેવું, ચોથુ અલ હંમદની સુરાહ પડવી, પાંચમું અલહંમદોની બાદ કોઈ એક સુરાહ પડવી, છઠું રૂકુઅ, સાતમું બેઈસીજદા, આઠમું, જીકર, નવમુ તરતીબ, યાને નીમાજ ને તેના કાયદા પરમાણે એકનો બાદ એક હરેક ચીજ બજાવી લાવવી, દસમુ મવાલાત યાને નમાજ ને તેના કાયદા પરમાણે બરાબર પડી જાવું, ઠેરી ઠેરીને એવી રીતે વાર લગાડીને ન પડવું કે જેનાથી નીમાજની શુરત બગડી જાય અગીયારમુ તશાહુદ, બારમુ સલામ.

## ફસલ બારમી વાજીબે રૂકની તથા ગએર રૂકનીના મસાયલનું બયાન

સ.—વાજીબાતે નમાજ કેટલી જાતના છે ?

જ.—બે જાતના વાજીબે રૂકની અને વાજીબે ગએરે રૂકની.

સ.—વાજીબે રૂકની કોને કહે છે ?

જ.—વાજીબે રૂકની એને કહે છે જે જાણીને અથવા ભુલથી વધારે અથવા કમ થાય તો નમાજ બાતીલ છે.

સ.—તે વાજીબે રૂકની કેટલી છે ?

જ.—પાંચ છે પહેલુ કયામ દર હાલે તકબીરતુલ એહરામ યાને નીયતની બાદ અલ્લાહો અકબર કેહતી વખતે સીધુ ઉભુ રહેવું બીજું તકબીરતુલ એહરામ યાને નીયતની બાદ અલ્લાહો અકબર કહેવું ત્રીજું કયામે મુત્તસીલબરૂકુઅ યાને જે ઉભા રહેવાથી રૂકુએ મારે નમે તે ચોથુ રૂકુઅ પાંચમુ બેઈ સીજદા મલીને એક રૂકની છે.

સ.—વાજીબે ગએર રૂકની કેને કહે છે ?

જ.—વાજીબે ગએર રૂકની એને કેહે છે કે જે ભુલથી વધારે અથવા કમ થાય તો નમાજ બાતીલ નથી અને વાજીબાતે નમાજની અંદરથી વાજીબે રૂકની સીવાય બાકી તમામ વાજીબે ગએર રૂકની છે.

સ.—વાજીબે ગએર રૂકની જાણીને વધારે અથવા ઓછી કરે તો નીમાઝ કેવી છે?

જ.—નમાઝ બાતીલ છે.

## ફસલ તેરમી નીમાઝની ચીજોમાં શક પડે અથવા કાંઇ ભુલી જાય તો શું હુકમ છે તેનું બયાન.

સ.—રૂકુઅની અંદર શક પડે કે કુલહોવલ્લાહ પડયો કે નહીં તો શું કરવું ?

જ.—નમાઝ સહી છે કાંઈ ન કરવું અને આએ મસલો બરાબર સમજવો જોઇએ કે તમામ ઠેકાણે કામ આવે તો જાણવું જોઇએ પાંચ જગયા ઉપર શકનો એતેબાર નથી અને નમાજને સહીહ સમજવી. પેહલો શક કરવો મહેલ ગુજરી જવા બાદ કે તે શકનો એતેબાર નથી જેમકે, સીજદામાં શક પડે કે રૂકુઅ કરીયું કે નહીં તો રૂકુઅ કર્યું સમજે કારણ કે મહેલ ગુજરી ગીયો, બીજો શક વખત ગુજરી ગીઆ બાદ કે તે શકનોપણ એતેબાર નથી જેમકે રાતે શક પડે કે અસરની નીમાજ પડયો કે નહીં તો પડયો સમજે કારણ કે વખત ગુજરી ગયો છે, ત્રીજો, શક કસીરૂસ શકના શકનો એતેબાર નથી યાને જે શખસ બહુજ શક કરે તેના શકનો એતેબાર નથી, ચોથો શક વાજીબ સલામ બાદ કે તેનો પણ એતેબાર નથી, પાંચમો શક પેશ નમાજ અને માઅમુમનો તેની શરતુ મુજબ.

સ.—માલેકે યવમીદ્દીન પડતી વખતે શક આવે કે અર્રહેમાનીર્રહીમ પડયો કે નહીં તો શું સમજવું ?

જ.—પડયો એમ સમજવું કારણ કે મહેલ ગુજરી ગયો છે.

સ.—નમાજની અંદર કોઈ ચીજ ભુલી જાય અને નમાજ પડતા પડતા અથવા પડયા બાદ યાદ આવે તો શું કરવું ?

જ.—નમાજની અંદર વાજીબે રૂકની ભુલી જાય અને નમાજ પડતા પડતા યાદ આવે અને બીજા રૂકનમાં દાખલ ન થયો હોય તો તે બજાવી લાવે અગર બીજા રૂકનમાં દાખલ થયો હોય તો નમાજ બાતીલ છે તેમજ નીમાજ પડયા બાદ યાદ આવે કે વાજીબે રૂકની ભુલી ગીયો તોપણ નમાજ બાતીલ છે અને વાજીબે ગએરે રૂકની ભુલી જાય અને બીજા રૂકનમાં દાખીલ ન થયો હોય તો બજાવી લાવે અગર બીજા રૂકનમાં દાખીલ થયો હોય અને યાદ આવે તો કાંઈ ન કરે અને નમાજ સહીં છે. તેમજ નમાજ પડયા બાદ યાદ આવે કે વાજીબે ગએરે રૂકની ભુલી ગીયો તો પણ નમાજ સહીં છે.

સ.—અલહમદની સુરાહ ભુલી ગયો અને નમાજ બાદ યાદ આવયું તો શું કરવું ?

જ.—તે વાજીબે ગએરે રૂકની છે માટે નમાજ સહીં છે કાંઈ ન કરવું.

સ.—નમાજની બાદ યાદ આવયું કે રૂકુઅં નથી કરયું તો શું કરવું ?

જ.—રૂકુઅં વાજીબે રૂકની છે માટે નમાજ બાતીલછે.

સ.—સીજદામાં માથુ રાખયાની પેહલા યાદ આવયું કે રૂકુઅં ભુલી ગયો તો શું કરવું ?

જ.—તેનો વખત છે, માટે સીધો ઉભો થઈને રૂકુઅં કરીને સીજદામાં જાય.

સ.—તશહુદ ભુલી ગીયો અને ત્રીજી રકાતમાં તસબીહાતે અરબા પડતા પડતા યાદ આવયું તો શું કરવું ?

જ.—રૂકનમાં દાખીલ નથી થયો માટે બેસી જાય, અને તશહુદ પડીને ઉભો થાય, અને પછી તસબીહાતે અરબાઅં પડે.

સ.—નમાજની બાદ યાદ આવયું કે એક સીજદો ભુલી ગીયો તો શું કરવું ?

જ.—એક સીજદો કાંઇ વાજીબે રૂકની નથી માટે નીમાજ સહી છે; પણ નમાજ બાદ સીજદો કજા કરે અને પછી બે સીજદા સહોના કરે જેવી રીતે કે તેનું બયાન આવશે.

## ફસલ ચઉદમી સીજદે સહોનું બયાન.

સ.—સીજદે સહવ કેટલી જગ્યા ઉપર વાજીબ છે ?

જ.—પાંચ જગ્યા ઉપર પેહલું તશાહુદ ભુલી ગીયો હોય તો, બીજું એક સીજદો ભુલી ગયો હોય તો, ત્રીજું ભુલથી વાજીબ સલામ ન પડવાને ઠેકાણે પડી ગયો હોય તો, ચોથું ભુલથી નીમાજમાં કુરાન અને દોઆ સીવાય કાંઇ બોલી ગયો હોય તો, પાંચમુ ચાર પાંચનો શક પડયો હોય તો જેમકે ઈનશાઅલ્લાહ આગળ આવશે.

સ.—સીજદે સહવ કેમ કરવા ?

જ.—એક સીજદો ભુલી ગયો હોય તો નમાજ બાદ તે સીજદો કજા કરે, અને તશાહુદ ભુલી ગયો હોય તો તશાહુદને કજા કરે, પછી સીજદે સહવ કરે અને વાજીબ સલામ ભુલથી કેવાણી હોય અથવા ભુલથી બોલાણું હોય અથવા ચાર પાંચનો શક પડયો હોય તો કાંઈ ન કરતા ફકત સીજદે સહવ કરવા અને એની રીત એમ છે કે જે કારણથી સીજદે સહવ વાજીબ થયા હોય તો તેની નીયંત કરે, જેમકે ભુલથી બોલાય ગયું હોય તો નીયંત કરે કે બે સીજદા કરૂં છું ભુલથી બોલાય ગયું તેને વાસ્તે કુરબતન એલલલાહ પછી સીજદામાં જાય અને નીચે મુજબ પડે તો બસ છે. "બીસમીલ્લાહે વ બીલ્લાહે અલ્લાહુંમ્મ સલ્લેઅલા મોહંમદ વઆલે મોહંમદ" એ પરમાણે પડીને સીજદામાંથી ઉઠીને બેસે પછી જરા ઠેરીને બીજા સીજદામાં જાય અને પેહલા સીજદામાં જે પડયો તે પડે, પછી બેસીને નીચે મુજબ પડે.

"અશહદો અન લાઈલાહા ઈલલલલાહો વઅશહદો અન્ન મોહંમદર રસુલુલલાહ અલ્લાહુંમ્મ સલ્લે અલા મોહંમદ વ આલે મોહંમદ અસસલામો અંલયકુમ વરહંમ તુલ્લાહુ વબરકાતોહ" એ પરમાણે કરવાથી સીજદે સહવ થાય છે.

સ.—તશહુદ ભુલી ગયો હોય અને ત્રીજી રકાતમાં રૂકુઅંની અંદર યાદ આવે તો શું કરવું ?

જ.—ઉપરના મસલાથી સાફ સમજાણું કે નમાજ બાદ તશહુદ કજા કરીને બે સીજદે સહવ કરે.

સ.—રૂકુઅંની પહેલા યાદ આવે કે તશહુદ ભુલી ગયો છું તો શું કરવું ?

જ.—તે પણ ગુજરેલા મસલાથી જાહેર છે કે તે વખતે બેસી જાય અને તશહુદ પડે કારણ કે વાજીબે રૂકનીમાં દાખલ થયો નથી; પછી ઉભો થઈ ત્રીજી રકાતમાં જે પડવું હોય તે પડીને નમાજ તમામ કરે.

## ફસલ પંદરમી શકયાતે નમાજનું બયાન.

સ.—શકયાતે નમાજ તે શું અને તે કેટલા છે ?

જ.—નમાજની અંદર અથવા નમાજની બાદ શક પડે કે કેટલી રકાત થઈ જેમકે પહેલી થઈ કે બીજી અથવા ત્રીજી થઈ કે ચોથી વીગેરે તે શકયાત એકવીસ છે અને તેની ત્રણ કીસમ છે; એક કીસમ એકે જેની અંદર નમાજ સહી છે અને તે શકનો એતેબાર યાને ભરોસો નથી અને તે પાંચ શક છે અને તેનું બયાન ઉપર લખાઈ ચુકયું; અને બીજી કીસમમાં આઠ શક છે કે તેનાથી નમાજ બાતીલ થાય છે; અને ત્રીજી કીસમમાં પણ આઠ શક છે અને તેની અંદર નમાજ સહી છે પણ તેનો ઈલાજ કરવો જોઈએ.

સ.—આઠ શકમાં નમાજ બાતીલ છે તે બયાન કરો?

જ.—પેહલો શક બે રકાતી વાજીબ નમાજમાં જેમકે સુબહમાં અને જુમ્માની અને સફરમાં જોહર અસર અને ઇશામાં નમાજે એહતીયાત સીવાય રકાતનો શક પડે તો નમાજ બાતીલ છે. બાજો શક ત્રણ રકાતી નમાજમાં કે તે મગરીબની છે; અને બીજા છ શક ચાર રકાતી નમાજમાં સમજવા. ત્રીજો શક કે જેની અંદર એક રકાતનું નામ આવે જેમકે પેહલી છે કે બીજી અથવા પેહલા છે કે ત્રીજી વીગેરે ચોથો શક જેની અંદર બે રકાતનું નામ આવે બે સીજદા તમામ થવાની પેહલા જેમકે બીજી છે કે ત્રીજી. પાંચમો શક બીજી છે કે પાંચમી છઠો શક ત્રીજી છે કે છઠી સાતમો શક ચોથી છે કે છઠો આઠમો શક જે કોઈ બીલકુલ ન જાણે કે કેટલી રકાત થઈ તો આએ ઉપરના આઠ શકમાં નમાજ બાતીલ છે.

સ.—જે આઠ શકની અંદર નમાજ સહી છે તેનું બયાન કરો ?

જ.—આએ આઠ શક ચાર રકાતી નમાજમાં છે. પેહલો શક બીજી રકાત છે કે ત્રીજી બેઈ સીજદાની બાદ પડે તો બીના ત્રીજી ઉપર રાખીને ચોથી રકાત પડીને નમાજ તમામ કરે પછી એક રકાત એહતીયાત ઉભા ઉભા અથવા બે રકાત બેઠા બેઠા પડે; બીજો શક બીજી છે કે ત્રીજી છે કે ચોથી બેઈ સીજદાની બાદ શક પડે તો બીના ચાર ઉપર રાખીને નમાજને તમામ કરે પછી બે રકાત નમાજે એહતીયાત ઉભા ઉભા અને બે રકાત બેઠા બેઠા પડે. ત્રીજો શક બીજી છે કે ચોથી બે સીજદાની બાદ શક પડે તો બીના ચાર ઉપર રાખીને નમાજને તમામ કરે પછી બે રકાત નમાજે એહતીયાત ઉભા ઉભા પડે ચોથો શક ત્રીજી છે કે ચોથી કોઈબી ઠેકાણે શક પડે બીના ચાર ઉપર રાખીને નમાજ તમામ કરે પછી એક રકાત નમાજે એહતીયાત ઉભા ઉભા પડે યા બે રકાત બેઠા બેઠા પડે પાંચમો શક ચોથી છે કે પાંચમી બે સીજદાની બાદ

શક પડે તો બીના ચાર ઉપર રાખીને નમાજ તમામ કરે પછી બે સીજદે સહુવ વાજીબ કરે અગર આએ શક ઉભા ઉભા પડે તો બેસી જાય અને બીના ચાર ઉપર રાખીને નમાજ તમામ કરે પછી એક રકાત નમાજ ઉભા ઉભાં અથવા બે રકાત નમાજ બેઠા બેઠા પડે; છઠો શક ત્રીજી રકાત છે કે પાંચમી ઉભા ઉભા શક પડે તો બેસી જાય અને બીના ચાર ઉપર રાખીને નમાજ તમામ કરે પછી બે રકાત નમાજે એહતીયાત ઉભા ઉભા પડે. સાતમો શક ત્રીજી છે કે ચોથી છે કે પાંચમી અગર ઉભા ઉભા શક પડે તો બેસી જાય અને બીના ચાર રકાત ઉપર રાખીને નમાજ તમામ કરે પછી બે રકાત નમાજે એહતીયાત ઉભા ઉભા અને બે રકાત નમાજ બેઠા બેઠા પડે. આઠમો શક પાંચમી છે કે છઠી અગર ઉભા ઉભા શક પડે તો બેસી જાય અને બીના ચાર રકાત ઉપર રાખીને નમાજ તમામ કરે પછી બે સીજદે સહુવ વાજીબ કરે.

સ.—શક પડે તે વખતે શકના કાયદા પરમાણે ન કરીએ અને ફરીથી નમાજ પડીએ તો કેમ ?

જ.—શકના હુકમ ઉપર અમલ કરવો વાજીબ છે પણ શકના કાયદા પરમાણે અંમલ કરીને પછી ફરીથી નમાજ પડે તો બેહતર છે.

સ.—નમાજમાં શક પડે કે તરત શક ઉપર અંમલ કરવો કે નહીં ?

જ.—બેહતર છે કે જરા વીચાર કરે અને કોઈ તરફ પણ ગુમાન ન થાય તો શક ઉપર અંમલ કરે.

સ.—નમાજની અંદર શક પડે અને જેના ઉપર ગુમાન થાય તે પરમાણે અંમલ કરવો વાજીબ છે ?

જ.—હા, તેના ઉપર અંમલ કરવો જોઈએ.

સ.—કસીરૂસ શકને શક પડે તો શું કરે ?

જ.—જે ચીજમાં શક પડે તો તે કરી છે એમ સમજે જેમકે વખત બાકી હોય અને શક પડે કે નમાજ પડયો કે નહીં તો પડયો એમ સમજે. એમજ નમાજની અંદર જે ચીજમાં શક પડે અને તેનો વખત બાકી હોય તો પણ પડયો સમજે જેમકે રૂકુઅંમાં જવાની પહેલા શક પડે કે કુલહોવલ્લાહની સુરાહ પડયો કે નહીં તો પડયો સમજે અને અગર રકાતુમાં શક પડે તો વધારે ઉપર બીના રાખંવાથી નમાજ બાતીલ ન થાતી હોય તો વધારે ઉપર બીના રાખે જેમકે ચાર રકાતી નમાજમાં બીજી છે કે ત્રીજી એમ શક પડે તો ત્રીજી સમજે અગર ચોથી છે કે પાંચમી એમ શક પડે તો ચોથી સમજે.

## ફસલ સોળમી નમાજે એહતીયાતનું બયાન.

સ.—એહતીયાતની નમાજ કેવી રીતે પડવી ?

જ.—જે નમાજની અંદર શક પડયો હોય તે તેના કાયદા પરમાણે નમાજ તમામ કરીને તરત ફેરન દીલમાં નાંયેત કરે કે નમાજે એહતીયાત પડુ છું કુરબતન એલલલાહ પછી અલ્લાહો અકબર કહે અને ફકત અલહમ દોની સુરાહ પડીને રૂકુઅં અને સીજદા કરીને નમાજ તમામ કરે અગર બે રકાત હોય તો બીજી રકાતમાં પણ ફકત અલહમદોની સુરાહ પડે અને કુનત ન પડે અને રૂકુઅં અને સીજદા કરીને નમાજ તમામ કરે.

સ.—નમાજે એહતીયાતમાં શક પડે તો શું કરવું ?

જ.—પહેલી અથવા બીજી રકાતનો શક પડે તો બીજી સમજવી અગર બીજી અથવા ત્રીજીનો શક પડે તો પણ બીજી સમજવી.

## ફસલ સતરમી નમાજને બાતીલ કરવા વાળી ચીજોનું બયાન.

સ.—નમાજ કેટલી ચીજથી બાતીલ થાય છે ?

જ.—દસ ચીજથી. પહેલું એજે હરચીજ વજુ અને ગુસલ અને તયમ મુમને તોડે તેનાથી જેમકે પેશાબ અથવા પએખાનો અથવા હવાનું નીકળવું વીગરે. બીજું નમાજ પડતા પડતા એવી હરકત કરવી જેનાથી નમાજની સુરત બગડી જાય જેમકે નમાજ પડતા પડતા ખાવું અથવા પીવું અથવા ચાલવું વીગેરે ત્રીજું નમાજ પડતા પડતા આવાજથી કહ કહ કરીને હસવું જાણીને અથવા અખતીયારથી. ચોથું દુનીઆના કામ માટે આવાજથી અને જાણીને અને અખતીયારથી રોવું પાંચમું નમાજ પડતા પડતા બોલવું પણ દોઆ અથવા કુરાન વીગેરે પડે અને નમાજની સુરત ન બગડે તો હરકત નથી છઠું અને સાતમુ હાથ બાંધીને નમાજ પડવી અથવા અલહમદોની સુરાહ બાદ આમીન કહેવું તેની સરતો મુજબ આઠમું કોઇ એક વાજીબને જાણીને ન બજાવી લાવવું નવમું વાજીબે રૂકનીને જાણીને અથવા ભુલથી વધારે ઘટારે કરવું અને કોઇ એક વાજીબે ગએરે રૂકનોનું જાણીને ન કરવું દસમું કીબલા તરફથી જાણીને ફરી જાવું.

## ફસલ અઢારમી નમાજે જમાઅતનાં સવાબનું તથા પેશ નમાજની સરતોનું બયાન.

સ.—જમાઅતની નમાજમાં કેટલો સવાબ છે?

જ.—નમાજે જમાઅતમાં ઘણો સવાબ વારીદ થયેલો છે અને જે શખસ સરઈ ઉજર વગર તરક કરે તેના વાસ્તે ઘણીજ મજ્જમમત વારીદ થયેલી છે. હદીસનીઅં દર જમાઅતની નમાજનો સવાબ એક રકાતનો ચોવીસ રકાત બરાબર છે અને તે એવી ચોવીસ રકાત કે જુદા હર રકાતને ચાલીસ વરસની ઈબાદત કરતાં વધારે દોસ્ત રાખે છે અને જમાઅતની અંદર જેમજેમ માણસ વધારે હોય તેમ તેમ ઘણો વધારે સવાબ છે અને દસ માણસ સુધીના સવાબની ગણતરી છે કે અગર દસ માણસ નમાજે

જમાઅતમાં હોય તો હર શખસને હરરકાતના બદલામાં બોંતેર હજાર અને આઠસો નમાજનો સવાબ ખુંદા આપે છે અને અગર દસ માણસથી વધારે હોય તો તેનો સવાબ લખવા માટે અગર તમામ આસમાન અને જમીનના દરી આની સાહી થાય અને તમામ જાડોની કલમ બનાવે અને જીનાંત અને ઈનસાન અને મલાયકા લખવા વાળા થાય તોપણ એક રકાતનો સવાબ લખી શકે નહીં અને ખુંદાએ ફરમાવયું કે એક રકાત નમાજ જમાઅતની સાઠ હજાર હુંજ અને ઉમરાહ કરતાં બેહતર છે અને એક રકાત બેહુતર છે લાખ દીનાર મીસકીનોને સદકો કરતાં અને જમાઅતની નમાજનો એક સીજદો હજાર બંદા આજાદ કરતાં બેહુતર છે વીગેરે ઘણો સવાબ વારીદ થયેલો છે.

સ.—નમાજ પડાવનાર પેશ નમાજની અંદર કેટલી સરતો છે?

જ.—પેશ ઈમામની અંદર કેટલી એક સરતો છે પહેલી શરત એ જે બાલીક હોય બીજી શરત એ જે દીવાનો ન હોય ત્રીજી શરત એ જે મોઅમીન ઈશના આરી હોય ચોથી શરત એ જે આદીલ હોય પાંચમી શરત એ જે હુંરામજાદો ન હોય અને હર મોંઅમીન હુંલલજાદાનો હુકમ રાખે છે જયાં સુધી કે શરા મુજબ હુંરમ જાદાની સાબીતી ન થાય છઠો એ જે મરદ માટે પેશનમાજ મરદ હોય અને ઓરતુ માટે પેશ નમાજ મરદ અથવા ઓરત હોય.

સ.—આદીલ કેને કહે છે?

જ.—આદીલ એ છે જે હુરામ કામથી પરહેજ કરે અને વાજીબ કામ બજાવી લાવે અને ઈનસાનની ચાલથી ઉલટે ન ચાલે જેમકે બજારમાં ઉઘાડે માથે ફરવું.

સ.—હલાલજાદો છે કે હુરામજાદો જયાં સુધી શરા મુજબ યકીન ન થાય ત્યાં સુધી શું સમજવું?

જ.—હર મોઅમીનને હલાલ જાદાં સમજે.

સ.—શરા મુજબ હરામજાદાનું યકીન કેવી રીતે થાય?

જ.—કેટલીક કીતાબુથી અને તફસીરથી સાબીત છે કે ચાર આદીલ જીનાની નજરે બરાબર જોવાની એકજ ઠેકાણાની એકજ વખતની શાખસી આપેતો યકીન કરવું તે સીવાય વધારે ખુલાસો બીજી કીતાબુમાં જોવાથી ખબર પડશે.

સ.—આદીલ સમજીને નમાજ પડયા બાદ માલુમ થયું કે પેશ નમાજ આદીલ નહોતો તે નમાજનો શું હુકમ છે?

જ.—જેટલી નમાજ પડયા તે સરવે સહી અને દુરસત છે.

## ફસલ ઓગણીસમી મુસાફરની નમાજનું બયાંન.

સ.—મુસાફર ઉપર નમાજ વાજીબ છે કે નહીં?

જ.—હા વાજીબ છે પણ કસર પડે યાને જોહર અને અસર અને ઇશાની નીમાજ એ ફકત બબે રકાત પડે ચાર રકાત ન પડે અને શુબહ અને મગરીબની હમેશાની માફક પડે.

સ.—મુસાફરીમાં ખુશીથી પુરી નીમાજ પડે તો જાયજ છે કે નહીં?

જ.—જાયજ નથી.

સ.—મુસાફરી કેટલે સુધી જાવું તો કહેવાય?

જ.—સરા પરમાણે આઠ ફરસક અથવા તેથી વધારે જાવું હોય તેને મુસાફરી કહે છે.

સ.—કોઇ ઠેકાણે જઈને આવવામાં આઠ ફરસક અથવા તેથી વધારે થતું હોય તો તે મુસાફરી ગણાય કે નહીં?

જ.—દસ દીવસની અંદર પાછું જઈને આવવું હોય તો મુસાફરી ગણાય.

સ.—આઠ ફરસક કેને કહે છે?

જ.—આસરે પોણી અઠાવીસ ઈંગ્રેજી મૈલમાં થોડું ઓછું થાય છે.

સ.—મુસાફરીમાં કોઈ જગ્યા ઉપર કેટલા દીવસ રહેવું હોય તો પુરી નીમાજ પડાય.

જ.—દસ દીવસ અથવા દસથી વધારે રહેવું હોય તો પુરી નીમાજ પડવી વાજીબ છે.

સ.—કોઈ જગ્યા ઉપર દસ દીવસ રહેવાનો વીચાર ન હોય અને આજ કાલ કરતા દસ દીવસ થઈ જાય તો પછી નીમાજ કેવી પડવી.

જ.—આજ કાલ કરતા ત્રીસ દીવસ થાય ત્યાંસુધી કસર નીમાજ પડવી, અને એકત્રીસમે દહાડેથી પુરી નીમાજ પડવી પછી જોઈએ એટલું રહેવું હોય.

સ.—જે સફર હરામ હોય તે સફરમાં નીમાજ કસર પડવી કે પુરી?

જ.—પુરી પડવી વાજીબ છે.

સ.—જે શખસનો કે મુસાફરીનો ધંધો હોય જેમકે કાસીદ હોય અથવા ગાડી વીગેરેના ભાડા કરતો હોય અથવા રેલવે ઉપર નોકર હોય કે બીજા ગામોમાં જાવું આવવું પડતું હોય તો નીમાજ પુરી પડે કે કસર પડે?

જ.—પુરી પડવી વાજીબ છે.

## ફસલ વીસમી ઈદની નીમાજનું બયાન

સ.—ઈદની નીમાજ વાજીબ છે કે નહીં?

જ.—જયાં સુધી ઈમામ ગાયબ છે ત્યાં સુધી વાજીબ નથી પણ સુન્નત છે; એકલો પડે અથવા જમાતથી પડે.

સ.—ઈદની નીમાજ ખુતબા સીવાય થઇ શકે કે નહીં?

જ.—હા, થઇ શકે છે.

સ.—ઈદની નીમાજની રીત બયાન કરો.

જ.—પેહેલે નીયત કરે કે બે રકાત નીમાજ ઈદે ફીતરની અથવા ઈદે કુરબાનની પડું છું કુરબતન એલલલાહ, પછી તકબીર યાને અલ્લાહો અકબર કહે, અને અલહંમદો અને બીજી કોઈ એક સુરાહ પડીને તકબીર કહે પછી દોઆંએ કુનુત પડે પછી તકબીર કહે પછી દુઆંએ કુનુત પડે એ પરમાણે બીજી તરણ વખત દોઆંએ કુનત પડે એટલે પાંચ કુનુત થાય, પછી રૂકુઅંમાં જાય, પછી બેઈ સીજદા બજાવી લાવે, પછી ઉભો થઈને અલહંમદો અને બીજી કોઈ એક સુરાહ પડીને પેલી રકાતની માફક ચાર વખત દોઆંએ કુનુત પડે પછી રૂકુઅં અને બેઈ સીજદા બજાવી લાવીને નીમાજ તમામ કરે.

## ફસલ એકવીસમી આયાત યાને ચંદ્ર ગ્રહણ અને સુરજ ગ્રહણ વીગેરેની નમાજનું બયાન.

સ.—આયાતની નીમાજ તે શું અને તે કેટલી છે?

જ.—ચંદ્ર ગ્રહણ અને સુરજ ગ્રહણ અને ઝલઝલા યાને જમીન હલે તે વખતે અને બીજી કોઈ એવી બાબત બને કે જેના સબબથી બીક માલુમ પડે અને ખુંદાના ગજબના આસાર માલુમ પડે તે વખતે બે રકાત નીમાજ પડવી વાજીબ છે.

સ.—ગ્રહણ કેટલું લાગે તો નીમાજ વાજીબ થાય છે?

જ.—નીમાજ પડી રહે એટલા વખત સુધી ગ્રહણ રેહશે એમ માલુમ પડે તો નીમાજ પડવી વાજીબ છે, અને અગર નીમાજ પુરી થાય ત્યાં સુધી ગ્રહણ નહીં રહે એમ માલુમ પડે તો પણ એહતીયાત છે કે નીમાજ પડે.

સ.—જમીન કેવી રીતે હલે તો નીમાજ પડવી વાજીબ છે?

જ.—જોરથી હલે તો વાજીબ છે, અને સેજસાજ હલે તો પણ એહતીયાત છે કે નીમાજ પડે.

સ.—આયાતની નીમાજ કેવી રીતે પડવી?

જ.—જે આયાતની નીમાજ પડે તેની પેહલે નીયત કરીને તકબીર કહે, પછી અલહંમદોની સુરાહની બાદ કોઈ એક સુરાહ પડીને રૂકુઅંમાં જાય અને જીકરે રૂકુઅં પડીને સીધો ઉભો થાય ફરીને અલહંમદો અને બીજી સુરાહ પડીને રૂકુઅંમાં જાય અને જીકરે રૂકુઅં પડીને સીધો ઉભો થાય અને એજ પરમાણે બાજા ત્રણ રૂકુઅં કરવા તો પાંચ રૂકુઅં થાય પાંચમાં રૂકુઅં બાદ સીધો ઉભો થઈને બેઈ સીજદા બજાવીને સીધો ઉભો થાય પછી પેહલી રકાતની માફક બીજી રકાતમાં પણ અલહંમદો અને બીજી કોઈ સુરાહ પડીને પાંચ રૂકુઅં કરે, પાંચમાં રૂકુઅંની પેહલા દોઆંએ કુનુત પડીને પાંચમો રૂકુઅં કરે પછી બેઈ સીજદા કરીને તશાહુદ અને સલામ પડીને નીમાજ તમામ કરે, આ રીતથી આયાતની નીમાજ પડે તો પણ બસ છે કારણ કે બીજી રીત પણ છે.

## ફસલ બાવીસમી સુનંત નીમાજનું બયાન.

સ.—હમેશા પાંચ વખતની નીમાજની સાથે સુનંત નીમાજ પડવી તે કેટલી કેટલી રકાત અને કઈ કઈ વખતે પડવી?

જ.—શુબોહની નીમાજ પડવાની પેહલા બે રકાત નીમાજ શુબોહની સુનંત છે; અને જોહરની નીમાજની પેહલા બબે રકાત કરીને આઠ રકાત નીમાજ જોહરની નીમાજની સુનંત છે, અને અસરની નીમાજની પેહલા બબે રકાત કરીને આઠ રકાત નીમાજ અસરની નીમાજની સુનંત છે, અને મગરીબની નીમાજની બાદ બબે રકાત કરીને ચાર રકાત નીમાજ મગરીબની નીમાજની સુનંત છે; અને ઈશાની નીમાજની બાદ ફકત બે રકાત બેસીને

ઇશાની નીમાજની સુન્નત છે; અને ઇશાની બેસીને બે રકાત તે એક રકાતના હીસાબમાં છે તો તમામ મળીને ત્રેવીસ રકાત થઈ; અને અગીઆર રકાત નીમાજે શબની અને સતર રકાત વાજીબ સરવે મળીને એકાવન રકાત પડવાની ઘણી ફઝીલત છે.

## ફસલ તેવીસમી નીમાજે શબનું બયાન.

સ.—નીમાજે શબનો વખત કયારે થાય છે?

જ.—અડધી રાત પછી તે સુબહે સાદીક સુધી છે.

સ.—સુબહે સાદીક પછી નીમાજે શબ પડાય કે નહીં

જ.—કજાની નીયતથી પડાય.

સ.—નીમાજે શબનો અફઝલ વખત કયો છે?

જ.—અડધી રાત પછી જેમ જેમ સુબહે સાદીક નજદીક થાય તેમ તેમ ફઝીલત વધતી જાય છે.

સ.—નીમાજે શબનો શું સવાબ છે?

જ.—હજરત ઇમામ જાઅફરે સાદીકથી મનકુલ છે કે નીમાજે શબ મોહાને રોશન કરે છે અને ઇનશાનને ખુશબો કરે છે અને રોજીને વધારે છે અને કરજ અદા કરાવે છે અને રંજ અને મુશીબતને દુર કરે છે અને આંખને નુર આપે છે; અને બીજી હદીસમાં ફરમાવ્યું કે જે ઘરની અંદર નીમાજે શબ અને કુરાને શરીફ નીમા-જમાં પડાય છે તે ઘર આસમાન વાળાઓને સીતારાની જેમ રોશની આપે છે વગેરે ઘણો સવાબ છે તે લંબાણ થવાના સબબથી નથી લખયું.

સ.—નીમાજે શબ કેવી રીતે પડવી?

જ.—નીમાજે શબ અગીયાર રકાત છે પેહલે નીમાજે શબની નીયત કરી બબ્બે રકાત કરીને ચાર નીમાજ પડવી તો આઠ રકાત થાય પછી બે રકાત નીમાજ સફાઅની નીયતથી પડવી પછી એક રકાત નીમાજ

વીતરની નીયતથી પડવી તો અગીયાર રકાત નીમાજ થાય, અને આ અગીયાર રકાતનું નામ નીમાજે શબ છે અને નીમાજે શબમાં કેટલાક સુરાહ પડવા અને દોઆંઓ પડવી મુસતહબ છે અને વીતરની છેલી એક રકાત નીમાજમાં દોઆંએ કુનુત પડવી અને મોઅમેનીન જીનદા અને મુરદા અને આ બાપ માટે મગફીરત ચાહવાની તાકીદ છે.

## ફસલ ચોવીસમી નીમાજની બાદ તસબીહ પડવાના સવાબનું બયાન.

સ.—નીમાજ બાદ કઈ તસબીહ પડવી?

જ.—જનાબે ફાતેમાં અલેહસ સલામ પડતા હતા તે તસબીહ પડવી કે તેમાં ઘણો સવાબ છે.

સ.—તેમાં કેટલો સવાબ છે.

જ.—નીમાજની બાદ પડે તો હજાર રકાત નીમાજ સુનંત પડવા કરતા બેહતર છે.

સ.—તસબીહ કેવી રીતે પડવી.

જ.—પેહલે ચોતરીસ વખત અલાહો અકબર કહે પછી તેતરીસ વખત અલહમદો લીલલાહ કહે પછી તેતરીસ વખત સુબહાનલાહ કહે પછી છેલું એક વખત લાઈલાહા ઈલલલલાહ કહેવું સુનંત છે.

સ.—કેવી જાતની તસહુબીહમાં વધારે સવાબ છે?

જ.—ઈમામ હુસેન અલયહીસ સલામની તુરબતના માટીની તસબીહથી જીકર પડવાના ઘણો સવાબ છે કે તે તસબીહથી જીકર પડવો બીજી તસબીહ કરતા સીતેર દરજજે બેહતર છે હજરત ઈમામ જાફરે સાદીક અલએહીસ સલામે ફરમાવ્યું કે ઈમામ હુસેન અલએહીસ સલામના તુરબતની એક તસબીહ પડે તો ખુદાએ તઆલા

તેના ચારસો ગુનાહ મઆફ ફરમાવે અને ચારસો નેકી તેને વાસતે લખે અને ચારસો હાજત તેની પુરી કરે અને ચારસો દરવજા જન્નતના ખુલ્લં કરે વીગેરે ઘણો સવાબછે.

# મીફતાહ પાંચમી તેની અંદર પાંચ ફસલ છે

## ફસલ પહેલી રોજાના સવાબનું બયાન.

સ૦—રોજા રાખવામાં શું સવાબ છે?

જ૦—રોજા વાજીબ અને સુન્નત રાખવાના ઘણોજ સવાબ વારીદ થયો છે અને રજબ અને શાબાન મહીનામાં રોજા રાખવાનો સવાબ એટલો વારીદ થયો છે કે ઈનસાન ખુશીને લીધે કદી રજબ અને શાબાનના રોજા રાખ્યા વગર રહે નહીં; જાણવું જોઈએ કે રોજા એવી ચીજ છે કે ખુદાવનદે કરીમની દરગાહનો નજદીકી હાંસલ થાય છે અને રોજાના સવાબ ખુદાવનદે કરીમના ઈલમના ખજાનામાં છે અને બદનની જકાત છે અને આતશે જહન્નમની ઢાલ છે ફકીરીને દુર થવાનો સબબ છે અને ફરામોશીને દુર કરવી અને અકલને વધારવી અને જન્નતમાં દાખીલ થવું અને સેતાનથી દુરી હાંસલ થવાના સબબ છે અને રોજાદારનું સુવું ઈબાદત છે અને રોજાદારના શ્વાસ લેવો અને ચુપ રેહવું તસબીહના સવાબ છે અને રોજાદારના અમલ મકબુલ અને દોઆ કબુલ છે અને મલાયકા રોજાદાર વાસ્તે ઈસતીગફાર કરે છે અને રોજાદારના મોહાન મસાહ કરે છે અને બેહીસતની બશારત આપે છે અને રોજાદારના મોહાની ખુશબો કસતુરી કરતા ખુદા બેહતર સમજે છે અને જે કોઈ ખુદાની ઈતાઅત વાસ્તે રોજો રાખે અને તેનાં બદલામાં તમામ જમીન ભરીને તેને સોનુ ભરીને આપે તો પણ તેનો બદલો થઈ શકે નહીં.

## ફસલ બીજી રોજાની કીસમનું બયાન.

સ.—રોજા કેટલી કીસમના છે?

જ.—ચાર કીસમના છે. વાજીબ સુન્નત હરામ અને મકરૂહ.

સ.—વાજીબ રોજા કયા કયા છે?

જ.—હર વરસમાં માહે મુબારક રમજાનમાં આ મહીનાના વાજીબ છે અને નજર અને કસમ અને માનતા વીગેરેના અને કફારાના અને માહે મુબારકના કજા.

સ.—સુન્નત રોજા કયા કયા છે?

જ.—સુન્નત રોજા ઘણા છે જેમકે માહે રજબ અને શાબાનના, અને જુમ્માને દીવસે અને ઈદેગદીરને દીવસે વીગેરે ઘણા છે.

સ.—હરામ રોજા કયા કયા છે.

જ.—કેટલાએક છે તેમાંથી બે રોજા બેઈ ઈદ ઈદે કુરબાન અને ઈદેફીતરના.

સ.—મકરૂહ રોજા કયા કયા છે?

જ.—કેટલા એક છે; જેમકે મેહમાનને ઘર ધણીની રજા સીવાય સુન્નત રોજા રાખવા મકરૂહ છે અને ફરજંદને બાપની રજા સીવાય સુન્નત રોજા રાખવા મકરૂહ છે.

## ફસલ ત્રીજી રોજાને લગતા મસાએલનું બયાન.

સ.—રોજાનો વખત કયા વખતથી તે ક્યાં સુધી છે?

જ.—સુબહે સાદીકથી તે મગરીબ સુધી.

સ.—રોજાની નીયત કઈ વખતે કરવી?

જ.—મગરીબથી તે સુબહે સાદીક થાય નહીં ત્યાં સુધી.

સ.—કોઈ શખ્સ રાત્રે રોજાની નીયત કરે પછી કોઈ ચીજ ખવાય કે નહીં?

જ.—સુબહ સાદીક થાય નહીં ત્યાંસુધી ખવાય પીવાય.

સ.—રોજો રાખવો છે અને જનાબત નું ગુસલ કરવું છે તે કઈ વખતે ગુસલ કરવું?

જ.—સુબહ સાદીકની પેહલા ગુસલ કરી લેવું.

સ.—ગુસલ પુરૂં થાય એટલો વખત ન હોય તો શું કરવું?

જ.—ગુસલના બદલામાં તયમમુમ કરે અને સુબાહ સાદીક સુધી જાગે પછી ગુસલ કરે.

સ.—સુન્નત રોજો રાખીને તોડાય કે નહીં?

જ.—તોડવામાં ગુનાહ નથી.

સ.—સુન્નત રોજો રાખ્યો હોય અને કોઈ મોઅમીન કાંઇ ચીજ ખાવાની અથવા પીવાની આપે તો ખાવી પીવી કે નહીં?

જ.—ખાવી પીવી જોઈએ; કેમકે હદીસમાં છે કે મોઅમીનને ઘરે રોજો ઈફતાર કરવાથી સીતેર અથવા નેવું રોજાનો સવાબ મળે છે અને અગર ઈફતાર ન કરે તો તે રોજો મકરૂહ થઈ જાશે એટલે એક રોજામાંથી ઘણુ સવાબ ઓછો થઈ જાશે.

સ.—માહે મુબારક રમજાનનો રોજો તોડી નાંખે તેને માટે શું હુકમ છે?

જ.—તે ગુનેહગાર અને તેના ઉપર કફ્ફારો વાજીબ છે.

સ.—કફ્ફારો કેટલો છે?

જ.—ત્રણ કામમાંથી એક કામ કરવું વાજીબ છે જોઇએ તો સાઠ રોજા રાખે એ પરમાણે કે એકત્રીસ રોજા ઉપરા ઉપર રાખે અથવા જોઇએ તો એક બંદો આઝાદ કરે અથવા સાઠ ગરીબ મુસતહેક મોઅમેનીનને જમાડે.

## ફસલ ચોથી રોજાને તોડવા વાળી ચીજો તથા બીજા કેટલાએક મસાએલનું બયાન.

સ.—રોજો કેટલી ચીજથી તુટેછે?

જ.—રોજો કેટલીક ચીજથી તુટેછે તેમાંથી જરૂરી ચીજો લખુંછું પહેલા કોઈબી ચીજ ખાવાથી બીજી પોતાં ઉપર જનાબતનું ગુસલ વાજીબ કરી લેવાથી સોહબતથી અથવા બીજી કાંઈ પણ રીતથી ત્રીજી હલકમાં ધુળ પોંચાડવાથી ચોથી જનાબતનું ગુસલ હોય અને સુબહે સાદીકના પહેલાં ગુસલ ન કરવાથી પાંચમી અખતીયારથી ઉલટી કરવાથી.

સ.—રોજો રાખીને ખુશબો સુંઘાય કે નહીં?

જ.—ખુશબો ફુલ અતર વીગેરે સુંઘવામાં હરકત નથી.

સ.—હેજ અને નીફાસવાલી ઓરત રોજો રાખે કે નહીં?

જ.—ન રાખે પણ માહે મુબારક રમજાન બાદ કજા રાખે.

સ.—ભુલથી કોઇ શખસ કાંઈ પણ ચીજ ખાય અથવા પીએ તો રોજો બાતીલ છે કે નહીં?

જ.—બાતીલ નથી પણ યાદ આવે કે તરત મોઢામાં હોય તે ચીજ થુંકી નાખે.

સ.—રોજો રાખીને કોઇ ચીજ ખાટી મીઠી અને ખારી માળી ચાખવા વાસ્તે જબાન ઉપર રાખી હોય તો કાંઇ હરકત છે કે નહીં?

જ.—હલકમાં ન પહોંચે તો હરકત નથી.

સ.—રોજો રાખીને બે અખતીયારથી ઉલટી થાય તો રોજો બાતીલ છે કે નહીં?

જ.—બાતીલ નથી.

સ.—રોજો રાખીને સુવાય કે નહીં?

જ.—રોજાદારનું સુવું પણ બંદગીનો સવાબ રાખે છે.

સ.—રોજો રાખીને દીવસના ભાગમાં સ્વપનામાં નાવાની હાજત થઈ જાય તો રોજો બાતીલ છે કે નહીં?

જ.—રોજો બાતીલ નથી.

## સફલ પાંચમી મુસાફરીમાં રોજા રાખવાનું અને ફીતરા વીગેરેનું બયાન.

સ.—મુસાફરીમાં રોજો રાખવો કે નહીં?

જ.—સરઈ મુસાફરીમાં માહે રમજાનમાં રોજો રાખવો હરામ છે.

સ.—સરઈ મુસાફરી કોને કહે છે?

જ.—મુસાફરીની નમાજમાં બયાન થઈ ચુકયું છે કે હરામ સફર ન હોય ને આઠ ફરસકની મુસાફરી હોય વીગેરે.

સ.—ઘરેથી સફર જાવું હોય તો રોજો રાખીને જાય કે નહીં?

જ.—વાજીબ છે કે રોજો રાખીને જાય; પણ જોહરની પહેલા ઘરેથી નીકળયો હોય તો હદે તરખુસની આગળ જઈને રોજો તોડી નાંખવો વાજીબ છે; અને અગર જોહર પછી ઘરેથી નીકળયો હોય તો રોજો પુરો કરવો વાજબ છે.

સ.—મુસાફરીમાં કેટલા દીવસ સુધી રોજા ન રાખે?

જ.—જયાં સુધી મુસાફરીમાં હોય, ત્યાં સુધી રોજા ન રાખે પણ અગર કોઈ ઠેકાણે દસ દીવસ રહેવું હોય તો રોજા રાખવા વાજીબ છે.

સૌ.—કોઈ ઠેકાણે દસ દીવસથી ઓછુ' રહેવું હોય અને આજ કાલ કરતાં દસ દીવસથી વધારે થાય તો શું કરવુ'?

જ.—આજ કાલ કરતાં ત્રીસ દીવસ થાય ત્યાં સુધી રોજા ન રાખવા પછી એકત્રીસમા દીવસથી માહે મુબારક રમજાનના દીવસ બાકી હોય તો રોજા રાખવા વાજીબછે.

સૌ.—મુસાફરીમાં સુન્નત રોજા રખાય કે નહીં?

જ.—હા, રાખી શકે છે.

સૌ.—ફીતરો કેને કહેછે?

જ.—માહે રમજાનના રોજા કબુલ થવા માટે જકાત કાઢવાને કહે છે.

સૌ.—શું ફીતરો વાજીબ છે ?

જ.—હા, વાજીબ છે.

સૌ.—ફીતરો કેટલો કાઢવો અને કઇ ચીજ કાઢવી?

જ.—ઘઉં કાંઠ અને ઘઉં સીવાય બીજી કેટલીક ચીજો કાઢી શકે છે પણ જે ચીજની કે વધારે ખોરાકી હોય તે કાઢવી બેહતર છે અને એક સાઅ એટલે આંગ્રજી બસો અને એકાશી તોલા હર ઈનસાન દીઠ ફીતરો આપવો વાજીબ છે.

સૌ.—ફીતરો બાલીક ઉપર વાજીબ છે કે ના બાલીક ઉપર પણ વાજીબ છે?

જ.—ફીતરો બાલીક ઉપર વાજીબ છે પણ તેના ઘરની અંદરના બાલ બચ્ચાં વીગરે જેને પાળતો હોય તે સરવેનો ફીતરો કાઢવો વાજીબ છે.

સૌ.—નાના બચ્ચાનો અને મેહમાનનો ફીતરો કાઢવો વાજીબ છે કે નહીં?

જ.—નાના બચ્ચાનો અને મેહમાનનો ફીતરો કાઢવો ઘર ધણી ઉપર વાજીબ છે.

સ.—ફીતરો ગરીબ માણસ ઉપર વાજીબ છે કે નહીં?

જ.—જે શખસ બાર મહીનાનો ખરચ કોઈ રીતથી ન રાખતો હોય તો તેના ઉપર વાજીબ નથી.

સ.—ફીતરો કોને આપવો?

જ.—મુસતહેંક મોઅમેનીનને આપવો.

સ.—મુસતહેંક કોને કહે છે?

જ.—જે શખસ બાર મહીનાનો કોઈ રીતથી ખરચ ન રાખતો હોય તેને મુસતહેંક કહે છે.

સ.—ફીતરાની કીમત આપે તો જાયજ છે કે નહીં?

જ.—હા, જાયજ છે.

સ.—મુસતહેંક ન મળે તો શું કરવું?

જ.—મુસતહેંક હોય ત્યાં મોકલે અથવા મુસતહીકને મોકલે કે તે મુસતહેકને પહોંચાડે.

સ.—ફીતરો કયા વખતથી તે કયા વખત સુધી કાઢવો?

જ.—બેહેતર છે કે ઈદની રાતે ફીતરો કાઢે અને તેનો વખત ઈદની નીમાજ સુધી છે.

## મીફતાહ છઠી તેની અંદર ત્રણ ફસલ છે.

### ફસલ પેહેલી હંજ કરવાના સવાબનું તથા ન કરવાના અજાબનું બયાન.

સ.—હંજ વાજીબ છે કે સુનંત છે?

જ.—જેને જાવા આવવા વીગેરેના ખરચ હોય તો વાજીબ છે; અને એક વખત વાજીબ હંજ કરે પછી ફરીથી હંજ કરવી સુનંત છે.

સ.—હંજનો શું સવાબ છે?

જ.—ઘણા સવાબ છે, જનાબે રસુલે ખુદા સલલલ લાહો અલયહે વઆલેહી વસલમે ફરમાવ્યું કે હજ કરવા જાવા વાળો હજની તૈયારી કરે છે ત્યાંથી જે ચીજ ઉપાડે અથવા રાખે તો હર ચીજના બદલામાં દસ દસ નેકી તેને વાસ્તે લખાય છે અને દસ દસ ગુનાહ માફ થાય છે ને દસ દરજજા બુલંદ થાય છે અને જે વખતે સવારી ઉપર બેસે છે હર હર કદમ ઉપાડવા અને રાખવા ઉપર તેને વાસ્તે દસ દસ નેકી લખાય છે અને દસ દસ ગુનાહ માફ થાય છે અને દસ દસ દરજજા બુલંદ થાય છે વીગેરે ઘણા સવાબ છે અને હઝરત ઈમામ જાઅફરે સાદીક અલેહીસ સલામે ફરમાવ્યું કે હાજીના હજ કરી આવ્યા બાદ ગુનાહે કબીરા સીવાય બીજા ગુનાહ તેના ચાર મહીના સુધી લખાતા નથી અને નેકીઓ લખાય છે.

સ.—હજ ન કરે તેને વાસ્તે કેવો અઝાબ છે?

જ.—જે શખસ તમામ સરતો મોજુદ હોવા છતાં ઉજરે શરઈ સીવાય હજ ન કરે અને મરી જાય તો તેને વાસ્તે ઘણો અઝાબ વારીદ થયો છે કે હઝરત ઈમામ જાઅફરે સાદીક અલેહીસ સલામે ફરમાવ્યું કે તેનું મોત યહુદી અથવા નસારાની માફક થાશે.

સ.—હજ વાજીબ થયા પછી જાય નહીં અને પછી મુફલીસ થઈ ગયો તો શું કરે?

જ.—ગદાઈ કરીને જાય કોઈ પણ રીતે જાય.

સ.—કોઈ શખસ હજ કરયા સીવાય ગુજરી ગયો તો શું હુકમ છે?

જ.—તેનો જે વારીસ હોય તેના ઉપર વાજીબ થાય તો વાજીબ છે કે પોતે તેના તરફથી હજ કરે અથવા નાયબ મોકલીને હજ કરાવે.

## ફસલ બીજી ઈમામ હુસેન અલયહીસ સલામની જીયારત કરવાના સવાબનું બયાન.

સ.—ઈમામ હુસેન અલેહીસ સલામની જીયારત કરવી વાજીબ છે કે સુન્નત?

જ.—સુન્નત છે; પણ બાજે અહાદીસમાં વાજીબ જોવામાં આવ્યું છે અને હદીસમાં ઘણી બેહદ તાકીદ છે; જનાબે ઈમામ જાફરે સાદીક અલેહીસ સલામે ફરમાવ્યું છે કે તમામ આમાલ અને બંદગી કરતાં ઈમામ હુસેન અલેહીસ સલામની જીયારત કરવાને ખુદા બહુજ દોસ્ત રાખે છે અને જીયારત કરવાથી ઉમર મોટી થાય છે અને માલમાં વધારો થાય છે રોજીમાં બરકત થાય છે અને ઉમેદ પુરી થાય છે જે ખરચ થાય તે કરતાં બમણું નાણું ખુદા આપે છે બીજી હદીસમાં ફરમાવ્યું કે જે કોઈ ગમગીન હોય યા દરદવાળો હોય તે જનાબે ઈમામ હુસેન અલેહીસ સલામની કબર ઉપર જાય તો ખુદાવનંદ કરીમ તેના ગમ અને દરદને દુર કરે છે અને તેની ઉમેદ પુરી કરે છે અને ફરમાવ્યું કે ઈમામ હુસેન અલેહીસ સલામ ગમગીન દુઃખ ભરેલા શહીદ થયા છે તો ખુદાને લાજીમ છે કે જે કોઈ ગમગીન ઈમામ હુસેન અલેહીસ સલામની જીયારત કરવા જાય તો તેને ખુશીની હાલતમાં ફેરવે અને ઈમામહુસેન અલેહીસ સલામની જીયારત હજાર હજ કરતાં બેહતર છે અને હદીસમાં છે કે જે દીવસથી કે હજરત ઈમામહુસેન અલેહીસ સલામ શહીદ થયા છે તે દીવસથી ચાર હજાર ફીરસતા વીખરાએલા અને ધુલ ભરેલા વાળથી હજરતની કબર ઉપર છે કે રોયા કરેછે અને કયામત સુધી રોયા કરશે. જે જવાંર જાયછે તેની સામે જાય છે અગર માંદો પડે તો મંદવાડમાં જોવા આવેછે અગર ગુજરી જાયતો તેના જનાજા સાથે જાયછે વીગેરે ઘણા સવાબ છે. કે જવાંર

ઘરેથી નીકળે ત્યાંથી ચાલીસ હજાર ફીરસતા તેની સાથે ચાલે છે અને પાછા ઘેર પહોંચાડીને તેની જીંદગી સુધી તેને ઘરે રહીને તેના ગુજરી જવા બાદ કયામત સુધી તેની કબર ઉપર રહીને ખુદાની બંદગી કરે છે અને તેના સવાબ તે જવાંર મારે લખાય છે તે લંબાણ થાય તેથી ખુલાસાવાર લખતા નથી.

## ફસલ ત્રીજી ખુમસ અને જકાતનુ બયાન.

સ.—ખુમસ કેના ઉપર વાજીબ છે?

જ.—જે શખસને ખાતા પીતા ઘરના ખરચ કાઢતાં કમાઇમાથી જે વધારો રહે તેમાંથી પાંચમા હીસ્સો ખુમસ કાઢવો વાજીબ છે; અને તે હક ગરીબ મુસતહક સાદાતના છે; અને ઈમામનો છે અને કેટલીક ચીજ ઉપર ખુમસ લાગુ પડે છે.

સ.—ખુમસના પૈસા ખાઈ જાવા કેવા છે?

જ.—મોટો ગુનાહ છે કે પોતાના ઈમામના ને આલે નબી અને ઓલાદે અલીના માલ ખાઈ જાય અલ્લાહો અકબર એવો કોણ શખસ જાલીમ હોય કે પોતાના ઈમામના હક ખાઇ જાય.

સ.—જકાત કઈ ચીજ ઉપર વાજીબ થાય છે?

જ.—કેટલી એક ચીજ ઉપર વાજીબ થાય છે તેની અંદર સીકાદાર નાણું પણ છે કે એક વરસ સુધી આશરે ચાલીસ રૂપીઆ ઘરમાં હોય તો એક રૂપીઓ જકાત વાજીબ છે અને તે હક મુસતહક મોઅમેનીનનો છે.

સ.—જકાત અને સદકો સયદ લઈ શકે કે નહીં?

જ.—જકાત અને સદકો સયદને લેવો હરામ છે તેમાં કેટલી એક શરતો છે.

# મીફતાહ સાતમી તેની અંદર બે ફસલ છે.

## ફસલ પેહલી નીકાહનો સવાબ તથા નીકાહને લગતા જરૂરી મસાએલનું બયાન.

સ.—નીકાહ કરવા વાજીબ છે કે નહીં?

જ.—વાજીબ નથી; પણ બીજા કારણથી વાજીબ થાય છે.

સ.—નીકાહ કરવામાં સવાબ છે?

જ.—ઘણા સવાબ છે; અને હદીસોમાં ઘણી તાકીદ વારીદ થઈ છે; અને દીકરીને બાલીગ થવા પછી જલદી જેમ બને તેમ નીકાહ કરી આપવા એટલે પરણાવી આપવાની ઘણી તાકીદ વારીદ થઈ છે તે લખવાથી લંબાણ થાય; માટે જેમ બને તેમ દીકરીની શાદી જલદી કરી આપવી જોઈએ; અને જે શખસ નીકાહ નથી કરતા તેને માટે ઘણી મઝીમ્મત વારીદ થઈ છે.

સ.—નીકાહની અંદર શું સવાબ છે?

જ.—જનાબે ઈમામ જાઅફરે સાદીક અલયહીસ્સલામે ફરમાવ્યું કે બે રકાત નીમાજ ઓરતવાળાની વગર ઓરતવાળા શખસની સીત્તેર રકાત કરતા બેહતર છે; અને બીજા ઘણા સવાબ વારીદ થયાછે કે નેક ઓરત મળવાથી તે શખસના દીન ઈસલામને ઘણા ફાયદાછે.

સ.—કાફર અથવા મુશરીકને દીકરી આપવા જાયજ છે કે નહીં?

જ.—હરામછે અને મોટા સખત ગુનાહ છે અને તે કુરાનેશરીફથી સાફ જાહેર છે.

સ.—કાફર અથવા મુશરીક ઓરત સાથે નીકાહ જાયજ છે કે નહીં?

જ.—હરામ છે.

સ.—કાકાની, મામાની, અને માસીની દીકરી સાથે નીકાહ થાય કે નહીં ?

જ.—હા થઈ શકે છે.

સ.—પોતાની ઓરતની બેન સાથે નીકાહ થાય કે નહીં ?

જ.—બેઈ બેનને ભેગી કરવી હરામ છે પણ પોતાની ઓરત ગુજરી જાય અથવા તેને તલાક આપે તે વખતે તેની બેન સાથે નીકાહ દુરસ્ત છે.

સ.—કાઇબી ઓરતનું દુધ પીધું હોય તેની દીકરી સાથે નીકાહ દુરસ્ત છે કે નહીં ?

જ.—શરા પરમાણે જે હદ હરામ થાવાનીછે એટલી મુદ્દત સુધી દુધ પીધું હોય તો તે બાઈ માના હુકમ રાખે છે અને તેના બચ્ચાં ભાઈ બેનના હુકમ રાખે છે તેથી તેની દીકરી સાથે નીકાહ હરામ છે.

સ.—શરાની દુધ પીવાની કેટલી હદ છે કે જેના સબબથી મેહરૂમપણું હાંસીલ થાય ?

જ.—તેની અંદર ત્રણ હદછે, પેહલી હદ એ જ એક દીવસ અને રાત તે બાઇનું દુધ પીયે અને વચમાં કાઈનું દુધ નપીયે, બીજી હદ એ જ પનદર વખત પેટ ભરીને દુધ પીયે, ત્રીજી હદ એ જ એટલું દુધ પીધામાં આવે કે તેના સબબથી ગોસ્ત અને ચામડી થાય જોઈએ તો વચમાં બીજી બાઈનું દુધ પીધું હોય તોપણ મેહરૂમ-પણું હાંસીલ થાય છે.

સ.—કેટલી ઉમરનું બચ્ચુ દુધ પીયે તો મેહરૂમ-પણું હાંસીલ થાય.

જ.—બે વરસની અંદરનું હોય તો.

સ.—નીકાહમાં મહર કેટલી મુકરર કરવી જોઈએ ?

જ.—એક બીજા રાજી થાય તેટલી.

સ.—મહર ઓરતને તલાક આપે ત્યારે વાજીબ છે કે માંગે ત્યારે આપવી વાજીબ છે ?

જ.—માગે ત્યારે આપવી વાજીબ છે.

સ.—નીકાહ કેવી રીતે પડવા ?

જ.—નીકાહની રીત આસાનછે પણ કીતાબમાં લખવાથી બરાબર ખબર નપડે તેથી લખી નથી.

સ.—ગુજરાતી જબાનમાં નીકાહ પડી શકાય કે નહીં ?

જ.—હા પડી શકાયછે પણ તે જાણવાવાળા પાસે તેના કાયદા પરમાણે બરાબર દુરસ્ત અને સહી સીખવું જોઈએ.

સ.—બીજે ગામ નીકાહ પડાવાય કે નહીં ?

જ.—હા પડાવી શકાય છે.

સ.—નીકાહ પડાવનાર આદીલ જોઈએ કે નહીં ?

જ.—આદીલની જરૂર નથી.

## ફસલ બીજી તલાકના મસાયલનું બયાન.

સ.—તલાક દેવામાં ગુનાહ છે કે નહીં ?

જ.—ગુનાહ નથી.

સ.—તલાક કેવી રીતે આપવી ?

જ.—તલાક આપવામાં કેટલીક શરતછે, તે નીકાહની માફક આસાન નથી કારણકે નીકાહ ઓરત મરદ બે પણ પડી શકે છે પણ તલાકમાં કેટલીક મોટી મોટી શરત છે કે તલાક આપતી વખતે બે આદીલ હાજર હોવા જોઈએ કે તેઓની સામે તલાકના સીગા પડવા જોઈએ અને ઓરતને તે વખતે હેજ ન હોવું જોઈએ વીગરે કેટલીએક શરતો છે તે પુછવાથી માલુમ પડશે.

સ.—બે આદીલની સામે તલાક ન આપે અને બીજા મોઅમીન ભાઈઓની સામે તલાક આપે તો જાયજ છે કે નહીં ?

જ.—જાયજ નથી; અને શરા પરમાણે તેમ તલાક નહીં થાય અને તે મરદના હકની અંદરથી બાહેર નહીં

થાય અને જ્યાં સુધી શરા પરમાણે તલાક ન આપે ત્યાં સુધી તે તેની ઓરત છે અને તેના હુકમમાં હોયતો કપડાં ખોરાકી આપવી વાજીબછે અને શરા સીવાય બીજી રીતથી તલાક આપે તો તે ઓરતને બીજા સાથે નીકાહ હરામ છે.

સ.—બીજે ગામ શરા પરમાણે તલાક આપી શકાય કે નહીં?

જ.—હા આપી શકાય છે.

# મીફતાહ આઠમી તેની અંદર બે ફસલછે.

## ફસલ પેહલી જુદા જુદા જાણવા જોગ મસાયલનું બયાન.

સ.—કાફર પાસેથી સુકી ચીજ ખાવા પીવાની લેવી જાયજ છે કે નહીં?

જ.—હર ચીજ જે નજીસ થવાનુ યકીન નહોય તે લેવી જાયજ છે; અને પાક છે પણ ચામડુ અને ગોસ્ત અને ચરબી એ ત્રણ ચીજ જયાંસુધી જબાહ કરવાનુ યકીન ન થાય ત્યાંસુધી લેવી હરામ છે.

સ.—કોઈ ચીજ અથવા જગ્યા નજીસ થઈ જાય અને પાક કરવાની ખબર નહોય તો શું સમજવું?

જ.—જયાં સુધી પાક થવાનુ યકીન ન થાય ત્યાં સુધી નજીસ સમજવું.

સ.—કોઈ જગ્યામાં નજીસ થવાનો શક પડે તો શું સમજવું?

જ.—હર જગ્યા અને હરચીજ પાકછે અને શકનો એતબાર નથી હા અગર નજીસનું યકીન થાય તો નજીસ સમજવું.

સ.—મુસલમાન પાસેથી કોઈ ચીજ લઇએ પણ નજીસનો શક રહેતો હોયતો શું સમજવું?

જ.—મુસલમાન પાસેથી તમામ ચીજ પાકનો હુકમ રાખે છે અને શકનો એતેબાર નથી.

સ.—દુધ, ઘી, નજીસ થાય તો પાક થઈ શકે છે કે નહીં ?

જ.—પાક થઇ શકતું નથી.

સ.—વજુ કરયા વગર કુરાનેસરીફ પડાય કે નપડાય ?

જ.—પડાય પણ હરફને હાથ અડાળાય નહીં અને સવાબ ઘણો થોડો છે.

સ.—સુનંત નમાજ જોઇએ ત્યારે પડાય કે નહીં ?

જ.—અગર વાજીબ નીમાજ કજા ન થાતી હોય તો હર વખત પડી શકે છે.

## ફસલ બીજી કારેખએરનું બયાન.

સ.—કારેખએર કયા કયા અને કઈ કઇ વખતે કરવા વધારે સવાબ રાખે છે ?

જ.—કારેખએર ઘણા છે; અને તેના વખત પણ ઘણા છે, અને તેના સવાબ અને વખત વીગેરે લખુ તો એક જુદી કીતાબ થાય, તો મતલબ એ જે જે કાંઈ બની શકે તે કારેખએર આ દુનિઆમાં કરી લેવા અને હંદીસોમાં સદકો આપવાનો સવાબ ઘણો વારીદ થયલોછે કે સદકો ઘણી જાતની ઘણી બલાઓને દુર કરે છે અને ગરીબ મોહતાજ અને યતીમ ઉપર અેહસાન કરવા અને કોઇ ચીજ ખાવા પેરવાની આપવી અને જીઆફત કરવી દીન દુનિયામાં ઘણા ફાયદા મળે છે અને સખી અગર એ ગુનેહગાર હોય તોપણ ખુદાનો દોસ્ત છે અને બખીલથી ખુદા રાજી નથી અને જુમાને દીવસે અને માહે રજબ સાબાન અને રમઝાન વીગેરેમાં કારેખએર કરવામાં ઘણા સવાબછે અને માહે જીલહેજની અઢારમી તારીખ કે તે ઇદેગદીરનો દીવસ છે તે દીવસે એક પૈસો ખએરાત કરવો લાખ પૈસાનો સવાબ રાખેછે અને એક મોઅમીનને જમાડવું લાખ મોઅમીનને જમાડવા

જેટલો સવાબ રાખે છે બલકે પએગમબરોને જમાડવા જેટલો સવાબ રાખે છે અને મુશીબતની અંદર સબર કરવી ઘણો સવાબ રાખે છે અને સલવાત પડવી અને લાઈલાહા ઈલલલલાહ અને અલ્લાહો અકબર અને સુબહાનલ્લાહ અને અલહંમદો લીલલાહ પડ-વામાં ઘણો સવાબ છે અને હર ચીજમાં થોડા ઉપર કેનાઅત કરવી ખુદાને બહુ પસંદ છે પણ કારેખએર જેટલું વધારે બને તેટલું કરવું વધારે બેહતર છે તોપણ હું કેનાઅત કરીને આ કીતાબને ખતમ કરૂં છું અને વાંચનાર મોઅમીન પાસે અરજ કરૂં છું કે આએ બંદએ ગુનેહગાર ગુલામઅલી ઈબને ઈસમાઈલને હરહાલમાં યાને હયાતી અથવા હયાતી બાદ એવી દોઆથી યાદ કરે કે ખુદાવંદે કરીમ બેહકે મોહંમદ વ આલે મોહંમદ સલવાતુલલાહ અલએહીમ આહરદા માઅસુમની પુરેપુરી મોહબતની સાથે જન્નતમાં દાખીલ કરે ઈલાહી આમીન વસ્સલામ.



# જાહેર ખબર.

---

**આ કીતાબ નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીમતે મળશે.**

**ભાવનગર**—ગુલામહુસેન પીરભાઇ, ઠેકાણું—ખોજાવાડ.

**મુંબઈ**—મેહેરલી મોહીબઅલે હુસેન, ઠેકાણું—ભડક.

**મહુવા**—ખોજા નુરમાહામદ પથર, ઠેકાણું—મોટી બજાર.